શ્રી.

# જાહેરાત.

---

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદ્દહેતુથી શ્રીમંત પતિતપાવન મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ, સેનાખાસખેલ, સમશેર બહાદૂર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઇને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મુકેલી છે તેના વ્યાજમાંથી "શ્રી સયાજી સાહિત્યમાળા" રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર આ "**નેલ્સનનું જીવનચરિત**" નામનું પુસ્તક સ્વર્ગસ્થ હીરાલાલ હરજીવન ગણાત્રા બી. એ. એલએલ. બી., સોલીસીટર; એમની પાસે તૈયાર કરાવવામાં આવેલું હતું અને તેને ઉક્ત માળાના "ચરિત્ર-ગુચ્છ"માં એકસો-એકતાળીસમા પુષ્પરૂપે વિદ્યાધિકારી કચેરીની ભાષાંતર શાખાએ ઠરાવેલા ધોરણ પ્રમાણે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાંતર શાખા,<br>વિદ્યાધિકારી કચેરી,<br>**વડોદરા.**<br>તા. ૨૫-૭-૧૯૨૮ | મં. ર. મજમુદાર.<br>ભા. મ. | નં. કે. દીક્ષિત.<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય. |

---

# ઉપોદ્ઘાત.



વિદ્યાવિલાસી, સાહિત્યવિલાસી, પ્રજાપ્રિયકર, પ્રજાપ્રિય વડોદરા નરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે ગુજરાતી સાહિત્યમાં અભિવૃદ્ધિ કરવાને માટે જે વ્યાપક યોજના કરી છે, અને જે દ્વારા અત્યાર પહેલા ગુજરાતી સાહિત્યમા કેટલાંક સરસ પુસ્તકોનો ઉમેરો થઇ ગયો છે, તે યોજના હેઠળ પ્રસ્તુત પ્રયાસ કરવામા આવ્યો છે. શ્રીમંતની વિદ્યાવિલાસી વૃત્તિ માટે, તેમ તેમની પ્રસ્તુત ઉદાર યોજના માટે આભાર દર્શાવવાનો અવકાશ મને ભાગ્યે જ પ્રાપ્ત થાય છે; કેમ કે, એમનો આભાર માત્ર શબ્દોમા દર્શાવવાની જરૂર નથી. ગુર્જરી ગિરાના રસજ્ઞ વાચકોના ઉપકૃત હૃદયોમાથી તેનું વહન ક્યારનું થઇ રહ્યું છે. તથાપિ જો શબ્દોમા આભાર માનવાની આવશ્યકતા હોય તો મારી પૂર્વે મારા પૂર્વગામીઓએ સમર્થ લેખિનીઓ દ્વારા શ્રીમંત પ્રતિની ગુર્જર પ્રજાવર્ગની અંતઃકરણની આભારવૃત્તિ દર્શાવી છે. તથાપિ હું એમા રહી ન જાઉં, અથવા કૃતઘ્ન લેખાઇ ન જવાય, તે માટે અત્ર પ્રાપ્ત થયેલા અવસરનો લાભ લઇ હાલ કરુણોત્પાદક દશામા પડેલા ગુર્જર સાહિત્યને ઉત્તેજન આપવાના શ્રીમંતના અતિ સ્તુત્ય ઉદ્યમને માટે હું તેમની તરફ હૃદયગત આભાર દર્શાવું છું. ગુજરાતી સાહિત્ય આપણું પોતાનું હોવાથી તેને ચઢીયાતું, રઢીયાળું, ગૌરવપૂર્ણ, ક્ષણે ક્ષણે નવતા પામતું જોઇએ તો જ આપણને તૃપ્તિ અને સંતોષ થાય—તો જ આપણું જીવન કૃતાર્થ લેખાય. આજે ગુજરાતી સાહિત્યની દશા શોચનીય છે. અન્ય વિકસતાં અને વિકસેલાં વાઙ્મયોની સાથે સરખાવતાં તે લીલાછમ પ્રદેશમાં ઉજ્જડ વેરાનના એક ભાગ જેવું છે. તથાપિ એ શોચનીયતા પર જ

લલાટે હાથ દઇ કલ્પાંત કર્યા કરવાથી કાંઇ લાભ નથી. એમાં અભીષ્ટ વસ્તુઓનો સંચાર કરવાને માટે પ્રત્યેક ગુર્જર વિદ્વાને કટિબદ્ધ થવાની જરૂર છે. હમણાં હમણાં માત્ર અન્ય વાઙ્મયોનાં અનુકરણોના જ ઢીલાઢીલા અને મોળામોળા પ્રયાસો બહુધા કરવામાં આવે છે, તેવા પ્રયત્નોથી આગળ વધીને પ્રતિભાની છટા દર્શાવનારા ગ્રંથોની માળાઓ અસ્તિત્વમાં આણવાની જરૂર છે. આ સંબંધમાં અધિક સ્ફુટતાપૂર્વક લખી મારે કોઇની સામે તલવારો ખેંચવાનો કે વાગ્દ્વંદ્વ કરવાનો વિચાર નથી. આપણે તેના કરતાં વધારે સંગીન કાર્ય કરવાનું ઘણું છે, એટલે હું એ પ્રવાહમા વધારે નહિ ખેંચાઉં. તથાપિ એટલું કહેવું પડશે કે, ઉચ્ચ પંક્તિના પ્રતિભાના ઝબકારા આપણા વાઙ્મયમા વર્તમાનમાં પણ આપણે નિહાળવાને ભાગ્યશાલી છીએ. પરન્તુ હૃદયની તૃષ્ણા એટલી જ રહે છે કે, અન્ય વાઙ્મયોની જેમ આપણું વાઙ્મય ઊંડાણમાં તેમ જ વિસ્તારમાં ઘણું ખેડાય, અને ગુર્જર વાઙ્મયની વાડી અન્ય ઉદ્યાનોની જેમ ઘેંઘાટ, સમૃદ્ધ, અને મનોહર બની રહે. પ્રસ્તુત પ્રયાસ આવી આલિખિત ઉચ્ચ કોટિનો હોઇ શકે નહિ, એ સ્પષ્ટ જ છે. પરન્તુ લઘુ પ્રયત્નોમાં પણ સાથેસાથે ઉગ્ર, ઉચ્ચ આશાઓ અને આકાંક્ષાઓ રાખવામાં મારા અધીન મત પ્રમાણે પાપ નથી. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે, ગુજરાતી વાઙ્મયની આવી શકડી પરિસ્થિતિ જોતાં, જે યોજના સ્થાપેલી છે. તે નિર્વિવાદ ઉપકારક, લાભદાયક અને ઉપયોગી છે, અને તેને માટે શ્રીમંતનો અને શ્રીમંતની યોજનાઓનો અમલ કરનાર સજ્જનોનો સદર્પ હૃદયગત ઉપકાર માનવાની તક અત્ર હું લઉં છું.

પ્રસ્તુત ગ્રંથ (જો ગ્રંથનું મોટું નામ આ ચોપડીને આપવાની મને અનુજ્ઞા મળે તો) જીવનચરિતનો છે. ઈંગ્લાંડમાં અરાઢમી સદીમાં નેલ્સન નામનો મહાન્ શરીર નૌકાસૈનિક થઇ ગયો છે.

એનાં પરાક્રમો વગેરેનું વર્ણન એક અંગ્રેજ લેખક અને કવિ રૉબર્ટ સધેએ પોતાના "નેલ્સનનું જીવન" નામક ગ્રંથમાં આપ્યું છે. એ નેલ્સન કોણ હતો, તે કેવી રીતે ઉન્નતિને ઉત્તુંગ શિખરે પહોંચ્યો, કેવી રીતે પ્રસિદ્ધિ પામ્યો, તેણે જીવન કેવી રીતે ગાળ્યું ઇત્યાદિ પ્રસંગો આગામી પૃષ્ઠોમાં આપવામાં આવ્યા છે. રૉબર્ટ સધેની શૈલી તેમ જ બાની ફાંકડી છે. તેમ જ તે પોતાના નાયક નેલ્સનને સાનંદાશ્ચર્યથી પૂજતો હોવા છતાં, તેના દૂષણો પ્રતિ અંધ રહ્યો નથી, ખામીઓ તરફ આખમીચામણાં કર્યાં નથી, કિંવા તે પર ચૂનો ચઢાવવા પ્રયાસ પણ કર્યો નથી. વિપક્ષે નિષ્પક્ષ ટીકાકારની નિર્દયતાથી તેણે યોગ્ય પ્રસંગે પ્રહારો કર્યા છે, અને એ રીતે સર્વ વાચકવર્ગને, તેમ જ અન્ય મોટા લોકોને દૂષણથી દૂર રહેવાની સખ્ત ચેતવણી આપી છે, અને જીવનચરિત લખનારાઓને માટે એક ફક્કડ દાખલો બેસાડ્યો છે. એ રૉબર્ટ સધેના ગ્રંથ ઉપરથી એને આધારે મેં મારો પ્રયાસ ગુજરાતીમા કર્યો છે. મારો પ્રયાસ અનુવાદ નથી, તેમ જ સ્વતન્ત્ર પણ નથી. જે જે પ્રસંગો ગુજરાતી વાચકોને બહુ અપરિચિત લાગે અને તે નાયકના ચારિત્ર્યમા ઘટાડો કર્યા વિના કાઢી નખાય, તે તે પ્રસંગોને સદંતર એમાંથી કાઢી નાખવામાં આવ્યા છે. કેટલાક પ્રસંગોને ટુંકાવી નાખ્યા છે, અને સરળતાપૂર્વક વાચી શકાય અને સમજી શકાય એવો પ્રયત્ન બને તેટલો યથાશક્તિ કરવામા આવ્યો છે. આમ હોવાથી મૂળ લેખકની ખૂબીઓ તેમાં ઉતરી નહીં હોય, જ્યારે તેની કેટલીક ખામીઓ હશે તેમાં વધારો થયો હશે, અથવા નવી ન્યૂનતાઓ મારા આ પ્રયત્નમાં આવી ગઇ હશે. મને પોતાને તો એ દોષો ન દેખાય એ સ્વાભાવિક છે, નહીં તો તે દૂર કરવાનો પ્રયત્ન કર્યા વિના હું રહ્યો ન હોત.

મારા આ એક પ્રયત્નમાં એક બે વાતો ખાસ સમજાવવા જેવી છે.

જેને આધારે મારો આ પ્રયત્ન કરવામાં આવ્યો છે, તે રોબર્ટ સધેના ગ્રંથમાં ફ્રાંસ અને ફ્રેંચ પ્રજા સામે વારંવાર તીવ્ર અણગમો, અને તિરસ્કાર દર્શાવતા ઉદ્દગારો અને ટીકાઓ જોવામાં આવે છે. ખુદ નેલ્સનને પણ ફ્રાંસ અને ફ્રેંચ પ્રજા સામે ઊંડો અને તીવ્ર અણગમો હતો, અને કોઇ પણ પ્રકારે ફ્રેંચોને દંડાવવા અને તેમને નુકસાન કરવું એ જ નેલ્સનનો જીવનમન્ત્ર હતો એમ કહીશું તો તે અત્યુક્તિ ગણાશે નહિ. તેમની સામે આવો અણગમો, આવો ધિક્કાર અને તિરસ્કાર, આવી કટુ લાગણીઓ હોવાનાં કારણો સ્પષ્ટ રીતે ફ્રેંચ ઉત્ક્રાન્તિના વિચારો અને આદર્શોનો પ્રચાર, તે પ્રચારને અટકાવવાના ઇંગ્લાંડના પ્રયત્નો, અને વિશેષે કરીને નેપોલીઅન બોનાપાર્ટની એક વ્યક્તિ અને તેની કૃતિઓ હતાં. નેપોલીઅન બોનાપાર્ટ જેવી જ્વલંત અને સમર્થ વ્યક્તિના ચારિત્ર્ય અને આદર્શો માટે તીવ્ર મતભેદ હોવાથી, તેને વિષે અત્યાર સુધી એક નિર્ણય બાંધી શકાયો નથી. એક પક્ષ તેને મહા સમર્થ, શૂરવીર અને ઇષ્ટ–ગુણોવાળી વ્યક્તિ તરીકે પૂજે છે, ત્યારે બીજો પક્ષ તેને સેતાન, રાક્ષસ, દૈત્ય ઇત્યાદિ સંબોધનો આપવામાં પાછો પડતો નથી. એક કહેવત છે કે, જ્યાં ન્યાયાધીશોમાં મતભેદ પડે ત્યાં કોણે નિર્ણય આપવો ! અલબત્ત સામાન્ય કાયદાના નિયમ પ્રમાણે જેની તરફેણમાં બહુમતી હોય તેણે. પરંતુ એક વ્યક્તિ, અને એક સુપ્રસિદ્ધ તેમ જ સમર્થ વ્યક્તિના ચારિત્ર અને જીવનની તુલના કરવામાં એ નિયમ ચાલશે નહિ, કેમ કે બહુમતી પણ ઘણી વાર ભૂલો કરે છે, અને ખોટે માર્ગે દોરાય છે. આવા સંદિગ્ધ અને તીવ્ર મતભેદમાં મારા જેવાએ કોઇ પ્રકારનો અભિપ્રાય આપવો એ હાસ્યાસ્પદ ધૃષ્ટતા ગણી કદાચ, તો તેમાં આશ્ચર્ય નહિ. તથાપિ એ વાત બાજુ પર રાખતાં હમણાં જ સમાપ્ત થયેલા મહાન યુરોપીય રણસંગ્રામમાં ફ્રાંસે અને ફ્રેંચ પ્રજાએ પોતાના જે

ગુણો દર્શાવ્યા છે, તેમ જ એક પ્રજા તરીકે તેમના જે ગુણો તેમના સાહિત્ય અને તેમના ઇતિહાસ પરથી આપણે જોઇ શકીએ છીએ તે જોતાં તેમની પર સંપૂર્ણ વિચાર કર્યા વિનાં અથવા સ્વલ્પ વિચારપૂર્વક કટુ ટીકાના પ્રહાર કરવા એ અયોગ્ય અને અન્યાયી લેખાય એવું મારૂં અધીન મત હોવાથી, મારા પ્રયાસમાં મેં એવી સર્વ ટીકાનો બને તેટલો સર્વથા પરિત્યાગ કીધો છે. મને જ્ઞાન છે કે, એથી કેટલોક રસ જામવો જોઇએ તે જામ્યો નથી, કદાચિત્ તેથી રસક્ષતિ થઇ હશે, નીરસતા આવી ગઇ હશે; પરંતુ ઉપર દર્શાવેલા વિચારો ધ્યાનમા લેતાં મારૂં એવું વલણ ક્ષંતવ્ય લેખાશે એવી હું આશા રાખું છું.

બીજી એક વાત વાચકને, મારા ધારવા પ્રમાણે, એકદમ માલૂમ પડી આવશે કે, મારા આ ગ્રંથમાં ભાષા સર્વથા નહિ તો બહુધા ઘણી જ સાદી અને સરળ રાખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એ પ્રયત્નમા હું કેટલી સફલતા મેળવી શકયો છું તે વાચક પોતે જ અનુભવશે. સત્ય વાત છે કે, તે છતા કેટલેક ઠેકાણે કઠિનતા આવી ગઇ છે. પરંતુ મને લાગે છે કે, તે મને પોતાને તો અત્યારે અનિવાર્ય લાગી છે; અને સાહિત્યના ખેડાણ માટે ધીમે ધીમે કઠિનતાનો પરિચય પણ થવો જોઇએ. મને લાગે છે કે, સ્થળે સ્થળે સાદાઇ અને સરળતાથી ગૌરવની તેમ જ લાલિત્યની ક્ષતિ થઇ છે, પરંતુ એક અર્ધ-અનુવાદ જેવા આ પ્રયાસમાં કાવ્યને શોભતાં ગૌરવ અને લાલિત્યાદિની શોધ વાંચક નહિ કરે, અથવા ક્રમમાં ક્રમ તેના વિના તેઓ ચલાવી લેશે, એમ હું ધારૂં છું. વળી રૉબર્ટ સધેના મૂળ ગ્રંથમાં નૌકાસૈન્ય તથા નૌકાયુદ્ધને લગતી કેટલીક પરિભાષાનો પ્રયોગ કરવામાં આવ્યો છે, જે પરિભાષાને બરોબર બંધ બેસતા આવે એવા શબ્દો મને ગુજરાતી તેમ જ સંસ્કૃતમાંથી પણ પ્રાપ્ત થયા નથી. કેટલાક શબ્દો તો અંગ્રેજી—

ગુજરાતી કે અંગ્રેજી—સંસ્કૃત શબ્દકોશમાં બીલકુલ દેખાતા જ નથી. આવી ખોટનું કારણ દીપકની જ્યોતિ જેવું સ્પષ્ટ છે. ઇગ્લાંડે અને સામાન્યતઃ પશ્ચિમના દેશોએ સમુદ્રને પોતાનાં પરાક્રમોનું ખાસ ક્ષેત્ર બનાવ્યું છે, તેઓ મોટા મોટા વ્યાપારો ખેડે છે, અને તેને પરિણામે નૌકાયુદ્ધને માટે પણ તેમને અહોનિશ કટિબદ્ધ રહેવું પડે છે. આથી તેઓ નૌકાસૈન્ય અને નૌકાયુદ્ધની પરિભાષામાં વિકાસ કરી શક્યા છે. તેમનો એવો પ્રજાકીય જુસ્સો પણ વિકસિત અને જાગૃત રહ્યો છે, ત્યારે આપણે ત્યાં ન મળે એવી પરિભાષા અને ન મળે એવો જુસ્સો. આપણા દેશને નૌકાબળની અત્યંત આવશ્યકતા છે, સમુદ્ર પર વ્યાપાર આદિ વધારવાને માટે સમુદ્રની સપાટી પર જમીનની જેમ ઘુમી સમુદ્રને સામાન્ય ક્ષેત્ર બનાવવાની અને નૌકાબળના જુસ્સાનો વિકાસ કરવાની ઘણી જ આવશ્યકતા છે. આ જીવણ સ્પર્ધાના યુગમાં આપણે આપણું જીવન ટકાવી રાખવું હોય અને આપણા પોતાનાં ગૃહો, જાનમાલ, સ્ત્રીપુત્રો આદિનું સંરક્ષણ કરવું હોય તો એવો જુસ્સો જેમ બને તેમ જલદી વિકસાવવાની જરૂર છે. જો એ તરફ અત્યાર સુધી આપણી આંખો ઉઘડી ન હોય તો, જ્યારે યુરોપીય મહાયુદ્ધ ચાલતું હતું ત્યારે "એમ્ડન" નામના દુશ્મનના લડાયક બારકસે આવીને મદ્રાસ આગળ જે રમખાણ મચાવ્યું હતું, અને આખા દેશમાં ભય પ્રવર્તાવેલ હતો, તે આપણી મીઠી પણ વિનાશક નિદ્રાને ઉડાડી મૂકવાને બસ હતું. વળી મુંબઇના નામદાર ગવર્નરે સર લૉઈડ જૉર્જ પણ ચાલુ વર્ષના મુંબાઇની વિદ્યાપીઠના વાર્ષિક પદવીદાનસમારંભ (કોન્વોકેશન) સમયે ભાષણ આપતા એ જ વિષય તરફ ધ્યાન આકર્ષ્યું હતું. આપણે ઇચ્છીશું કે, તેથી આપણા દેશમાં આવો અભીષ્ટ જુસ્સો પ્રકટ કરવાને નવા દિશાઓમાં યોગ્ય પ્રયત્નો કરવામાં આવશે; અને તેવો જુસ્સો ઉત્પન્ન કરવાને

જો મારો પ્રસ્તુત પ્રયાસ સ્વલ્પાંશે પણ કારણભૂત બનશે તો હું કૃતાર્થ થયો ગણાઇશ; કેમ કે મારા વિચાર પ્રમાણે નેલ્સનનું જીવન-ચરિત ગુજરાતી પ્રજાવર્ગ સમક્ષ મૂકવાનાં પ્રધાન કારણોમાંનું એક એ છે કે ગુજરાતીઓમાં સમુદ્ર-જીવન માટે જુસ્સો અને પ્રેમ ઉત્પન્ન કરવાં. પરિભાષાની જે ખામીઓ દેખાય તેને માટે ક્ષમા યાચવામાં આવે છે. કોઇ કોઇ શબ્દો મને શબ્દકોશમાંથી હાથ લાગ્યા તેમનો ઉપયોગ કરવામા આવ્યો છે. કેટલાક શબ્દો મેં મારા મર્યાદિત અનુભવ પરથી યોજ્યા છે. એવા કેટલાક શબ્દોના અર્થ અંગ્રેજી શબ્દો સહિત એક સંક્ષિપ્ત પરિશિષ્ટમાં આપવામાં આવ્યા છે, જે તરફ વાચકોનું ખાસ ધ્યાન આકર્ષવામા આવે છે.

નેલ્સનનો જીવનકાળ યુરોપીય ઇતિહાસના એક અતિ મહત્ત્વના સમયમા હતો. એ ઇતિહાસમા નેલ્સને પોતાનો ભાગ પરિસ્થિતિ પ્રમાણે આપ્યો છે. નેલ્સનના જીવનના પ્રસંગો યથાર્થ સમજવાને માટે એ ઇતિહાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. પ્રસ્તુત કૃતિમાં એ ઇતિહાસ આપી શકાય નહિ, એ દેખીતું છે; તથાપિ સ્થળે સ્થળે કેટલાક બનાવોની સમજુતી આપનાર હકીકત નોંધ તરીકે પૃષ્ઠોને તળીયે આપવામાં આવી છે, જે મારા ધારવા પ્રમાણે પુસ્તક સમજ-વામાં ઉપયોગી થઇ પડશે.

સાપ્રત સમયમા સમગ્ર હિન્દુસ્તાનમા નવજીવનનો જે વિદ્યુત્-પ્રવાહ રેલાયો છે, તે પરથી એટલું સ્પષ્ટ સમજાય છે કે, આપણા સાહિત્યમાં વીરરસ, શૌર્યની ખાસ આવશ્યકતા છે. ગુજરાતી સાહિત્યમાં નવલકથાઓ અને કાવ્યોના પુસ્તકો ( કેટલાંક ઉચ્ચ કૃતિનાં, કેટલાંક નિર્માલ્ય અને કચરો ) દિનપ્રતિદિન વધતાં જાય છે; પણ જે પ્રકારનું વીરરસપ્રેરિત સાહિત્ય અન્ય વાઙ્મયવાટિકાઓમાં પ્રફુલ્લે છે તે પ્રકારના સાહિત્યની ગુજરાતમા તો ખોટ છે-ઊણપ છે.

આ ઊણપ ઓછી કરવા અર્થે આવા પરદેશી પણ અનુકરણીય જીવનચરિતોના ગ્રંથો ગુર્જરી ગિરામાં વધે એવા પ્રયાસ આદરવાની જરૂરીયાત છે. એ જરૂરીયાત જોઇ કંઇક અંશે એ દિશામાં પ્રયાણ કરી " કર્તવ્ય " એ મહામંત્રના અદ્વિતીય ઉપાસક નેલ્સન જેવા વીરનરની જીવનકથા ગુર્જરી પ્રજા સમક્ષ મૂકવાનો મારો આ લઘુ પ્રયાસ છે.

:

આટલા પ્રાસંગિક કથન પછીથી, એક પ્રધાન મુદ્દા પર કેટલુંક વક્તવ્ય રહે છે. આપણી દીર્ઘ કાળથી ચાલી આવેલી પ્રણાલિકા અને ખાસીયત પ્રમાણે આપણા સાહિત્યમાં નિયમિત જીવનચરિતોનો બહુધા અભાવ છે, એથી જીવનચરિતોની અસર શી થવી જોઇએ, અને જીવનચરિતો કઇ દૃષ્ટિએ વાંચવાં જોઇએ, એ જ્ઞાનનો અભાવ જોવામાં આવે છે. ફલાણાએ આ વાઘ માર્યો, અને ઢીંકણાએ આનો મોર માર્યો, આમ થયું ને તેમ થયું, એવી વાર્તાઓ વાંચવાને માટે જ જીવનચરિતો રચવામાં આવતાં નથી, તેમ જ તેવી દૃષ્ટિએ તે વાંચવાનાં પણ નથી. જો તેવી જ ચીજો જીવનચરિતોમાં વાંચવાની હોત, તો નવલકથાઓ, કલ્પિત કથાઓ, દંતકથાઓ વગેરે વગેરે પુષ્કળ અન્ય સાધનો છે. જીવનચરિતો અમુક એક જ ઉદ્દેશથી લખવામાં આવે છે. એક વ્યક્તિએ પોતાનો જીવનકાળ કેવી રીતે વ્યતીત કર્યો, તેમાં તેણે કેટલો વિજય મેળવ્યો, અને સાધનોના પૂર્ણ ઉપયોગથી કેટલો વિજય મેળવી શકત, તેણે દુનિયાનું કેટલું કલ્યાણ કર્યું, કેવા સંયોગોને કેટલો આધીન બન્યો, તથા સંયોગોને પોતાને અધીન કેટલા કર્યા, તેણે પોતાનું ચારિત્ર્ય કેવી રીતે ઘડ્યું, ઇત્યાદિ સઘળી હકીકત જાણ્યા પછીથી વાચકને તે વ્યક્તિની સાથે પોતાની જાતની સરખામણી કરવાનો અવસર પ્રાપ્ત થાય છે. ' જો આ સંયોગોમાં હું હોત તો અમુક પ્રકારે

વર્તત' એવો વિચાર તદ્દન અજાણતાં આપોઆપ જ વાચકના મનમાં સ્ફુરે છે, અને તે મહત્તાના વિચાર અને મહત્ત્વાકાંક્ષાના વિચારમાં, કલ્પનામાં મઝા લે છે. અલબત્ત, 'હું આમ વર્ત્યો હોત,' એ પ્રકારનો વાચકનો વિચાર રાંડયા પછીના ડહાપણના જેવો છે, ઘણે ભાગે તે ઉલટો તેથી પણ ખરાબ રીતે વર્ત્યો હોત, તથાપિ આ દુનિયામાં વાચકને જે જીવન વીતાડવાનું હોય છે, તેમાં કદાપિ જો મુશ્કેલીના પ્રસંગો ઉભા થાય તો કેવા અને કેટલા ધૈર્યપૂર્વક તેણે વર્તવું, અને કેવું વલણ લેવું, એનો બોધ તેને પેલા જીવનચરિતમાંથી જ લેવાનો હોય છે. આલંકારિક ભાષામા કહીએ તો, પોતાની જાતને "મૂલ" અથવા "ભાષા" તરીકે ગણીને જીવનચરિતને "ટીકા" તરીકે લેખવાનું છે, અને એ રીતે વાચક તથા જીવનચરિત મળીને "ભાષાટીકા" યુક્ત સંપૂર્ણ ગ્રંથ થાય એમ ગણવાનું છે. જીવનચરિતનું એ જ રહસ્ય છે, અને તે રહસ્ય વાચક પોતાના ધ્યાનમાં ઠસાવશે, અને તે પ્રમાણે વર્તશે, તો તેને અપાર લાભ થશે એ નિઃસંશય છે. સત્ય છે કે, આ દુનિયામા સર્વ સીઝરો, નેપોલીઅનો, શેક્સપીઅરો, કાલિદાસો, વગેરે વગેરે બની શકતા નથી, તેમના જેટલી સિદ્ધિ પ્રાપ્ત કરી શકતા નથી, તથાપિ જો તેઓ કૃતનિશ્ચય હોય તો અવશ્ય તેમના જેવી યોગ્યતા પોતાની પરિસ્થિતિ અનુસાર પ્રાપ્ત કરી શકે. વિજય મેળવવો એ મર્ત્યોના અધિકારની વાત નથી, પરન્તુ યોગ્ય કર્મ કરવું ઉચ્ચ મનોરથ અને સચ્ચારિત્ર ધરાવવા, આત્મબળ, મનોબળ પ્રાપ્ત કરવા, એ તો તેમના જ અધિકારની વાત છે. **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** એ ભગવાન્ શ્રી કૃષ્ણે પણ પોતાની શ્રી
1 ભગવદ્ગીતામાં ગાયું છે, અને તે સત્ય છે.

પૃથક્ પૃથક્ મનુષ્યોમાં ભિન્નતા હોય તેમ એ મનુષ્યોની છે

ાટિમાં આગળ વધેલા વીર પુરૂષોમાં પણ ભિન્નતા હોય છે. પ્રત્યેકના સિદ્ધાંતો ભિન્ન હોય છે, જીવનો પણ તદનુસાર ભિન્ન ભિન્ન રીતે વ્યતીત થયાં હોય છે. તેમનાં અભિલષણીય સદ્ગુણો પણ ભિન્ન ભિન્ન હોય તેવી જ રીતે તેમનાં દૂષણો પણ ભિન્ન ભિન્ન હોય છે. પરંતુ તે સર્વમાં એક મહાન્, ઊંડો અને વ્યાપક સિદ્ધાંત પ્રસરેલો હોય છે. તે સિદ્ધાંત એ છે કે, સત્ય, ન્યાય, શુભતા, મંગળતા, પરોપકાર, ભલાઇ ઇત્યાદિ હિતકર સદ્ગુણો જેમનામાં વિકસેલા હોય છે, તેઓ અંતે ઉન્નત દશાએ પહોંચે છે, અને તેનાથી ઉલટા દુર્ગુણો ધરાવનારાઓ અંતે અધમતા અને અવનતિના પંકિલ ખાડામાં પછડાય છે, અને પોતાનું અધમ જીવન સમાપ્ત કરે છે. આ મર્ત્ય લોકમાં માનવીઓમાં–ચરવીરો તરીકે પૂજાયા હોય તેમનામાં પણ આ શુભ–અશુભ તત્ત્વોનું મિશ્રણ થયેલું હોય છે, તે ચતુર વાચક સહજ સમજી શકશે, કેમ કે એ ચરવીર પુરૂષો "મોટા દેવ" થઇ ગયા નથી. હવે વાચકે સમજવાનું એટલું જ છે કે, આ જીવનચરિતો વાંચીને તે તે વીર વ્યક્તિઓના ઉત્તમ, અભિલષણીય ગુણોનો સાર ખેંચી લઇ તેને પોતાના કલ્યાણને માટે સંગ્રહવો, પોતાના જીવનમાં ઉતારવો, અને તેથી જે ઉલટું હોય તે સર્વનો પરિત્યાગ કરવો. તેમ થતાં ધીમે ધીમે તેનામાં વીરતા સ્ફુરશે, અને તે પ્રકટ પણ થશે, એટલું જ નહિ પરન્તુ તેથી જે આધ્યાત્મિક ઉત્કર્ષ થશે, તે પણ અતિ મૂલ્યવાન્ થશે. ત્યારે જ "Know thy self," "તું તારી જાતને જ ઓળખ" એ તત્ત્વજ્ઞાનનું સૂત્ર સફલ થયું ગણાશે, અને ત્યારે જ સર્વ મહાન્ ધર્મોપદેશકોના ઉપદેશો પણ સાર્થ લેખાશે. એવું જ ધ્યેય પોતાની સમક્ષ નિશદિન રાખી દુનિયાના નિત્ય વ્યવહારમાં ચિત્ત પરોવવામાં આવશે અને કર્તવ્યભાવના પ્રદીપ્ત રાખી આત્મબળપૂર્વક કાર્ય કરવામાં આવશે તો નિશ્ચય મહાન્

સાપ્ન થશે. આગામી પૃષ્ઠો વાંચીને એવો યતકિંચિત્ પણ લાભ લેવાશે તો હું મારો આ લઘુ પ્રયત્ન સફલ માનીશ.

અન્તે જે પરમ કૃપાલુ પરમાત્માએ મારા આ પ્રયાસને સિદ્ધિએ પહોંચાડ્યો છે, તેમની અમીદૃષ્ટિને માટે સર્વદા પ્રાર્થના કરતો તથા થયેલા દોષો માટે વાચકોની ક્ષમા યાચતો હું અત્ર જ વિરમીશ.

મુંબાઇ

હી. હ. ગણાત્રા

તા. ૧-૯-૧૯૧૯

---

# અનુક્રમણિકા.



# નેલ્સનનું જીવનચરિત.

## પ્રકરણ ૧

### જન્મ અને બાલ્યાવસ્થા–પુત્રનાં લક્ષણ પાલણામાંથી.

( ૧૭૫૮—૧૭૮૩ )

The childhood shows the man
As morning shows the day. —*Milton.*

Child is father of the man. —*Wordsworth.*

Large streams from little fountains flow,
Tall oaks from little acorns grow
—*David Everett.*

ખ્રિસ્તાબ્દ ૧૭૫૮ના સપ્ટેમ્બર માસની ૨૯ મી તારીખે ઈંગ્લાંડના નોર્ફોક નામક પ્રગણુ–(કાઉન્ટી)મા બર્ન્હેમ–થોર્પ નામના ગામના પાદરી–ગૃહમાં શૂરવીર હોરેસ્યો નેલ્સનનો જન્મ થયો હતો. તે સમયે તેનો પિતા એડમંડ નેલ્સન પાદરી–ગૃહનો મુખ્ય અધિકારી હતો. હોરેસ્યોની માતાનું નામ કેથેરીન હતું. હોરેસ્યોના નવમા વર્ષમાં તેની માતા કેથેરીન અગિયારમાથી આઠ બાળકો પોતાની પાછળ

મુકી ખ્રિસ્તાબ્દ ૧૭૬૭ માં મૃત્યુ પામી. આ સમયે હોરેસ્યોનો મામો કેપ્ટન મોરીસ સકલીંગ નૌકાસૈન્યમાં હતો ને પોતાના વિધુર બનેવીને મળવા આવ્યો અને બાળકોમાંથી એક છોકરાની સંભાળ લેવાનું વચન આપ્યું. ત્રણ વર્ષો પછી, હજી હોરેસ્યો બાર વર્ષનો જ હતો ત્યારે, નાતાલના તહેવારોમાં તેણે એક વર્તમાનપત્રમાં એવી ખબર વાંચી કે પોતાના મામાને "રેઇઝનેબલ" નામના ૬૪ તોપોના વહાણ પર નિમવામાં આવ્યા છે. એથી મામાની સાથે સમુદ્ર-જીવન ગાળવાનો અભિલાષ નેલ્સનના મનમાં ઉદ્ભવ્યો. એ વેળા નેલ્સનના પિતાની તબીયત સારી નહિ હોવાથી તે સુધારવાને તે 'બાથ' નામની જગાએ રહેતો હતો. તેની આર્થિક સ્થિતિ કઠિન બની ગઇ હતી, અને તેમાં સુધારો થશે કે નહિ ? એ વિષે તેને સંદેહ રહેતો હતો. તે પોતાના મનમાં જાણતો હતો કે, માત્ર પોતાનું ગુજરાન મેળવવાની ઇચ્છાથી જ હોરેસ્યો ઠેકાણે પડવાના વિચારો કરી રહ્યો હતો, તેથી તેણે તેના વિચારપ્રવાહને અટકાવ્યો નહિ. વળી હોરેસ્યોનું ચારિત્ર પણ તેના યથાર્થ સમજ્યામાં આવી ગયું હતું, અને તે હંમેશાં કહેતો કે, હોરેસ્યો ગમે ત્યાં હશે ત્યાંથી બની શકશે તો ઠેઠ શિખર પર ચઢી જશે. અહો, કેવા સત્યભવિષ્યસૂચક શબ્દો ! એથી કેપ્ટન સકલીંગને પત્ર લખવામાં આવ્યો. એ પત્રનો પ્રત્યુત્તર હકારમાં તો આવ્યો, પરંતુ તે ઉત્સાહભંગ કરી નાખે એવો હતો. તેણે લખ્યું કે હોરેસ્યો શરીરે દુર્બળ છે, તેથી બીજાને મુકીને તેને સમુદ્ર-જીવનને માટે શા સારૂ મોકલવો જોઇએ ? એ જ પત્રમાં તેણે લખ્યું હતું કે હોરેસ્યો આવીને જોડાય ત્યાર પછીના પ્રથમ સંગ્રામમાં જ તોપનો એક ગોળો તેનું માથું ઉડાડી નાખશે, અને તેને એકદમ સદાને માટે ઠેકાણે પાડી દેશે.

આ ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે કે, નૌકાસૈનિકના જીવનને

માટે હોરેસ્યોને તેના મામાએ નાલાયક ગણી કાઢ્યો હતો. તથાપિ એ જ હોરેસ્યો તેના પિતાના અભિપ્રાય પ્રમાણે નૌકાસૈન્યમાં જોડાયા પછી, તેમાં ઉંચામાં ઉંચા અધિકાર પર ચઢી શક્યો, અને ઉજ્જ્વલ યશની પ્રાપ્તિ કરી સુપ્રસિદ્ધ બન્યો. તેના આ વિજયનું રહસ્ય આપણે આગામી પૃષ્ઠોમાં જોઇશું. પરંતુ 'પુત્રનાં લક્ષણ પાલણામાંથી' એ કહેવત પ્રમાણે, તેનામાં મોટપણે વિકસેલા સદ્ગુણોના સંસ્કારો નાનપણથી જ દેખાતા હતા. જ્યારે તે નાનો બાળક હતો, ત્યારે એક ગોપાલક છોકરાની સાથે પક્ષીઓના માળા લૂંટવાને પોતાની દાદીમાના ઘરમાંથી ચાલ્યો ગયો; મધ્યાહ્નનો ભોજનસમય વીતી ગયો, તો પણ હોરેસ્યો દેખાયો નહિ, તેમ જ તેનો પત્તો પણ લાગ્યો નહિ. કુટુંબને ઘણી ચિંતા થવા લાગી, કેમકે તેમને બીક લાગી કે, રખેને જીપ્સી નામના ભટકતા લોકો તેનું હરણ કરી ગયા હોય.' અનેક દિશાઓમાં ખોળ્યા પછીથી અંતે તેનો પત્તો લાગ્યો. એક ઝરાની પેલી પાર તેનાથી ઉતરી શકાતું નહતું, તેથી તેના કિનારા પર તે એકલો શાંત ચિત્તે બેઠો હતો. ભૂખ અને બીકને લીધે પણ તે ઘેર જવા દોરાયો નહિ, એ વિષે તેની દાદીમાએ સાશ્ચર્ય પ્રશ્ન પૂછ્યો. ત્યારે હોરેસ્યોએ નીચે પ્રમાણે ફાકડો જવાબ આપ્યો, " બીક ! દાદીમા, મેં કદાપિ બીક જોઇ નથી. તે કેવી હોય ? " એક વેળા શિયાળાની રજાઓ સમાપ્ત થતાં હોરેસ્યો અને તેનો ભાઈ વિલિયમ નિશાળે જવાને ઘોડા પર બેસી નીકળ્યા. બરફ પડ્યો હતો, તેથી તેઓ પાછા આવ્યા. વિલિયમને જવું ગમતું ન હતું, તેથી તેણે એવો અભિપ્રાય દર્શાવ્યો કે બરફ એટલો બધો પડ્યો છે કે, જવું અશક્ય છે. તેમના પિતાએ કહ્યું " જો તેમ જ હોય તો ખચિત તમારે ન જવું; પરંતુ એક બીજો યત્ન કરો, અને હું તમારી પ્રામાણિકતા પર આધાર રાખીશ. જો માર્ગ જોખમભરેલો હોય તો તમે પાછા આવજો; પરંતુ યાદ રાખશો છોકરાઓ, હું તમારા પ્રમાણિકપણા

પર આધાર રાખીશ" બરફ એટલો બધો પડ્યો હતો કે તેમને પાછા ફરવાનું વાજબી કારણ હતું; પરન્તુ હોરેસ્યો પાછા ફરવાનું કબુલ કરે એવો ન હતો. તે કહેતો " આપણે આગળ વધવું જ જોઇએ; યાદ કરો, ભાઇ, આપણા પ્રમાણિકપણા પર આધાર રખાયો છે. નિશાળના શિક્ષકના બાગમાં કેટલાંક સુંદર જામફળ થયાં હતાં તે તરફ વિદ્યાર્થીઓની દાઢ ગળી રહી હતી; પરન્તુ એ જામફલ લેવાની છાતી તેમનામાંના સર્વથી અધિક હીંમતવાન્ વિદ્યાર્થીની પણ ચાલી નહિ. છેવટે હોરેસ્યોએ એ સાહસ પોતાને માથે લીધું. સુવાના ઓરડાની બારીમાંથી કેટલીક ચાદરોની મદદથી તેને રાત્રિને વખતે નીચે ઉતારવામાં આવ્યો, અને જામફલ સાથે પાછો ઉપર ખેંચી લેવામાં આવ્યો તેમાંથી એક પણ જામફલ પોતાને માટે રાખ્યા વિના સઘળાં તેણે પોતાના વિદ્યાર્થી બંધુઓને વહેંચી આપ્યાં બીજા બધાઓને બીક લાગતી હતી, તેથી જ મેં માત્ર આણી આપ્યાં છે એમ તેણે કહ્યું બીજાઓને માટેની આવી ચિંતા આવું પરગજુપણું તેના પાછલા જીવનમાં પણ પુષ્કળ વિકસેલાં જોવામા આવશે.

તેમની શાળા નૉર્થ વૉલ્શૅમમાં હતી. ત્યાં એક દિવસ વસન્ત ઋતુના ખુશનુમા પ્રભાતમાં હોરેસ્યોના પિતાનો એક ગેકર તેને માટે વહાણ પર જોડાવાનું ફરમાન લઇ આવી પહોંચ્યો. પોતાના બાળપણના સાથી અને ભાઇ વિલિયમથી વિખુટા પડતાં તેને ઘણું કષ્ટ થયું. એક નાવિકને સમગ્ર જીવન પર્યંત જે અનેક કષ્ટો વેઠવાં પડે છે, તેનો પ્રારંભ અંહિથી જ થવા લાગ્યો. પોતાના પિતાની સાથે તે લંડન ગયો. "રેઇઝનબલ" વહાણ મેડ્વેમાં હતું કેટલીક મુસ્કેલીઓ વેઠીને છેવટે તે વહાણ પર તેણે પગ મૂક્યો. એ વખતે કેપ્ટન સકલીંગ વહાણમાં હતા નહિ, તેમ જ હોરેસ્યોના આગમનના સમાચાર કોઇને પણ આપવામાં આવ્યા ન

હતા. બાકીનો આખો દિવસ તેણે તુતકપર ફર્યાં કર્યું, પરંતુ કોઇએ ભાવ ન પૂછયો. આમ બીજા દિવસ પહેલાં તેનું ઠેકાણું ન પડયું મીઠાશ, માયાલુતા અને પ્રેમથી ભરેલા ગૃહનો ત્યાગ કરીને જ્યારે આપણે દુનિયામાં ઝૂકાવીએ છીએ, ત્યારે અતિશય તીક્ષ્ણ અને મર્મસ્પર્શી વેદના આપણને થાય છે. તે પ્રસંગે, સ્નેહના અભાવથી આપણને જેટલું લાગી આવે છે, જેટલી સ્નેહની ઝંખના થાય છે, આપણને ચહાનાર અને આપણા તરફ માયાલુતા અને મમતા ધરાવનાર અને આપણી દાઝ જાણનાર વ્યકિતની જે આવશ્યકતા લાગે છે, તેટલી આવશ્યકતા પાછલા જીવનમાં, અધિક દારૂણ કષ્ટો પડયા છતાં પણ, લાગતી નથી. પ્રેમ, માયાલુતા, દયા, અને ક્ષમાથી ભરપૂર ગૃહની શીળી છાંય ત્યાગીને, દુનિયાના તીવ્ર તાપતડકામા જતાં કોને દુઃખનો આઘાત ન થાય ? એ ઉપરાંત સમુદ્ર જેનું ક્ષેત્ર હોય, વહાણ એ જ ગૃહ હોય અને યુદ્ધ કરવું એ ધંધો હોય—એવા જીવનને માટે યુવકને જે શારીરિક કઠિનતાઓ ભોગવવાની હોય, બાળપણથી સુખચેન ત્યાગી કઠિનમાં કઠિન જીવનનો પ્રારંભ કરવાનો હોય તેના મનની દશા કેવી હોય એ કલ્પી લેવાનું છે. હોરેસ્યો નેલ્સનનું શરીર જેમ નિર્બલ હતું, તેમ હૃદય પ્રેમાલુ હતું; અને નોકરીના પ્રારંભમાં જ તેને જે દુઃખના દિવસો ગાળવા પડયા હતા તે પોતાના સમગ્ર જીવન પર્યંત તે વિસરી શકયો ન હતો.

ફૉકલૅન્ડ ટાપુઓ વિષે સ્પેનની સરકાર સાથે વાંધો પડયો હતો તેથી "રેઇઝનેબલ" ને તે કાર્ય પર મોકલવામાં આવ્યું હતું; પરંતુ એ વાંધો પતી ગયા પછીથી તે વહાણને નોકરીમાંથી મુક્ત કરવામાં આવ્યું. ટેમ્સ નદીમાં તે વેળા ચાકી કરવાને માટે રાખેલા "ટ્રાયમ્ફ" નામના વહાણમાં કૅપ્ટન સકલીંગને નોકરી મળી. આ જીંદગી અતિશય મંદ અને પ્રવૃત્તિહીન હોવાથી, એક સાહસિક યુવકને બીલકુલ અનુકૂળ આવે નહિ. તેથી હોરેસ્યોને એક વ્યાપારી

વહાણમાં મી. જૉન રેથ્બોન નામક કુશલ નાવિકની સરદારી હેઠળ વેસ્ટ ઇંડીઝની સફરે મોકલવામાં આવ્યો. આ સફરથી હોરેસ્યોને એક મહાન લાભ થયો તે વ્યવહારકુશલ નાવિક બની આવ્યો. તે જ્ઞાન તેને ભવિષ્યમાં ઘણું જ ઉપકારક નિવડ્યું. પરંતુ એ જ સફરમાં સરકારી નોકરી વિષે તેને હલકો અભિપ્રાય બંધાયો અને એ નોકરી માટે તેને તિરસ્કાર આવી ગયો કદાચિત રેથ્બોનને નૌકા સૈન્યમાં નિરાશા પ્રાપ્ત થઇ હશે, તેથી તેણે નેલ્સનને શુદ્ધ ભાવે એવી સલાહ આપી હશે. પરંતુ સદ્‌ભાગ્યે કેપ્ટન સકલીંગે "ટ્રાયમ્ફ"માં તેને મળતાં તેના એવા વિચારો જાણી લઇને તે દૂર કરવાના તથા તેના મનનું સાંત્વન કરવાના ઉત્તમ ઉપાયો યોજ્યા.

" ટ્રાયમ્ફ " પર નેલ્સન ઝાઝા માસ રહ્યો પે નહોતો; એટલામાં તેના સાંભળવામાં આવ્યું કે, શોધખોળને માટે ઉત્તર ધ્રુવ તરફ જવાને બે વહાણો સજ્જ થાય છે. એ સાંભળીને તેના સાહસપ્રિય સ્વભાવને ઉત્તેજન મળ્યું. આ કઠિન કાર્યમાં અનેક પ્રચંડ મુશ્કેલીઓ વેઠવી પડે એવો સંભવ હોવાથી યુવકોને નહિ પણ કસાયલા પુરૂષોને જ વહાણોમા લેવાના હતા, પરંતુ નેલ્સને એમાં જોડાવાની માગણી કરી અને તેના મામાની લાગવગને પરિણામે કેપ્ટન લટવીજના હાથ નીચે તેને લેવામાં આવ્યો; આ સફર માટે 'રેસહોર્સ' અને 'કારકેસ' નામનાં બે મજબૂતમાં મજબૂત વહાણો પસંદ કરવામાં આવ્યાં હતાં, અને બરફમાં તે જેમ બને તેમ સુરક્ષિત રહે એવી રીતે તેમની મજબૂતીમા વધારો કરવામાં આવ્યો હતો. સર્વ પ્રકારની તૈયારીઓ ઉત્તમ પ્રકારે કરવામાં આવી હતી. તેમ જ ખારાપાણીમાંથી મીઠું પાણી બનાવવાનું યંત્ર પણ તેમાં ગોઠવવામાં આવ્યું હતું. એ યંત્રની શોધ ડૉ. ઇર્વીંગે કરી હતી, અને તે પોતે પણ આ સફર પર જવાનો હતો.

ખ્રિસ્તાબ્દ ૧૭૭૩ની ૪થી જુને તેમની આ પ્રસિદ્ધ વહાણ-

ની શરૂઆત થઈ. તેમની પહેલાંના શોધકો જ્યાંથી પાછા ફર્યાં હતા તે સ્થળે તેઓ જુલાઈની ૭ મી તારીખે પહોંચ્યા. અહિંમાં "રેસહોર્સ" બરફમાં ફસાયું; પરંતુ બરફ-લંગરો વડે તેને આગળ ખેંચવામાં આવ્યું. આ પ્રમાણે ઉત્તર તરફ અને પશ્ચિમ તરફ બરફમાં ધસવાનું તા ૨૪ મી સુધી ચાલુ રહ્યું. ૩૦ મી તારીખે અક્ષાંસ ૮૦૦૧૩,' રેખાંશ ૧૮૦૪૭' પૂર્વમાં આવેલા ટાપુઓમાં તેઓ જઇ પહોંચ્યા. ચોતરફ બરફ પથરાઇ રહ્યો હતો. અને વહાણોને નીકળવાનો માર્ગ બીલકુલ ન હતો. બીજે દિવસે બરફ વધ્યો. લગભગ દોઢેક માઇલના પરિઘમાં પાણી હતું, ત્યાં વહાણો લંગર નાખી પડયાં હતા. અહિંયા તેમણે પીપોમાં પાણી ભરી લીધું. તે આખો દિવસ તેમણે બરફ ઉપર રમ્યા કર્યું. એ વહાણો પર ગ્રિનલૅંડના સુકાનીઓ રોકવામાં આવ્યા હતા, તેમણે એવો અભિપ્રાય આપ્યો કે, મોસમ ઘણી જ આગળ વધી ગઇ છે. આ પ્રમાણે ફસાઇ જવાથી તેઓ ભયભીત બની ગયા. બીજે દિવસે પાણીનું નામ પણ દેખાયું નહિ બંને વહાણો વચ્ચે પણ બરફ જામી ગયો હતો, અને તેમને આમતેમ ફરવાની પણ જગા રહી નહિ. ત્રીજે દિવસે ખૂબ ધુમસ વરસ્યો. ત્યાર પછી ઉઘાડ નીકળ્યો, પરંતુ પશ્ચિમ દિશામાથી વહાણો જે માર્ગે આવ્યાં હતાં, તે માર્ગ પણ પૂરાઇ ગયો હતો, અને કોઇ પણ દિશામાં ખુલ્લું પાણી દેખાતું ન હતું. સુકાનીઓની સલાહથી બરફ કાપીને માર્ગ કરી, પશ્ચિમ તરફ જવાનો વિચાર કર્યો. નાવિકો બરફ વેરવા લાગ્યા. બાર બાર ફીટ જાડો બરફ તેઓ વ્હેરી કાઢતા; એવો કઠિન શ્રમ આખો દિવસ ચાલુ રહ્યો. પરંતુ તેમના મહાભારત પ્રયત્નોથી તેઓ વહાણોને ૩૦૦ વારથી વધારે દૂર લઇ જઇ શકયા નહિ; અને પવનથી ઈશાનકોણ, અને પૂર્વમાં બરફની સાથે તેઓ દૂર ઘસડાઇ ગયા. એક બીજો દિવસ પસાર થઇ ગયો, અને પૂર્વ અથવા ઈશાન

કોણના વેગવાન્ પવન વિના વહાણોને બહાર કાઢવાનો સંભવ દેખાયો નહિ, મોસમ ઘણી વધી ગઇ હતી, અને દર કલાકે તેમના મુક્ત થવાના પ્રસંગો ઓછા થતા હતા. ખુલ્લા પાણીમાં માર્ગ શોધી કાઢવાને હોડીઓ મોકલવામાં આવી હતી, તેમાંની એક હોડીનું ઉપરીપણું નેલ્સનને આપવામાં આવ્યું હતું. અહિંયાં ધુમસ પડવાની શરૂઆત હતી. તેનો લાભ લઇને પોતાના એક સાથી સહિત વહાણમાંથી ચુપચુપ એ નીકળી ગયો, અને બરફ ઉપર એક રીંછની પાછળ પડ્યો. એ લોકોની ગેરહાજરીની થોડા વખતમાં ખબર પડી ગઇ. અહીં ધુમસમાં વધારો થતો ગયો. પેલા બંને જણને માટે કેપ્ટન લટવીજ અને તેના અમલદારોને અત્યંત ભય ઉપજ્યો. પ્રભાતમાં ત્રણ અને ચારની વચ્ચે ઉઘાડ નીકળ્યો, તે વેળા વહાણથી ઘણે દૂર એક બ્હીહામણા રીંછ પર હુમલો કરતા તે બંને દેખાયા. તરત જ તેમને પાછા ફરવાની નિશાની કરવામાં આવી. નેલ્સનના સાથીએ ને નિશાનીને તાબે થવાનું કહ્યું, પણ વ્યર્થ; તેની બંદુકનો બાર ખાલી ગયો હતો, પાસેનો દારૂગોળો ખુટી ગયો હતો, અને તેની તથા રીંછની વચ્ચે બરફમાં એક ગાબડું પડ્યું ન હોત તો કદાચિત તેનાં સોએ વર્ષ ત્યાં જ પૂરાં થઇ ગયાં હોત. નેલ્સને હવે તેની પર પોતાની બંદુકના કુંદા વડે પ્રહાર કરવાનો વિચાર કર્યો. કેપ્ટન લટવીજ આ જોખમભરેલી સ્થિતિ જોઇ રહ્યો હતો, તેણે એક તોપ ફોડી; તેથી રીંછ બીને નાસી ગયું. પછી પોતે કરેલા હુકમના અનાદરને માટે ભય પામતો નેલ્સન પાછો ફર્યો. તેને સોંપવામાં આવેલા અધિકારને અયોગ્ય વર્તન માટે કેપ્ટને તેને ઠપકો આપ્યો, અને રીંછ મારવા જવાનું કારણ પૂછ્યું: "સાહેબ," તેણે પ્રત્યુત્તર આપ્યો, "મારા પિતાને માટે હું રીંછનું ચામડું લેઇ જાઉં તે માટે તેને મારવાનું મને મન થયું હતું."

ખુલ્લું પાણી ક્યાં આવેલું છે, તે જોવાને હવે એક રાણી

બાર માઇલ દૂર આવેલા એક ટાપુમાં મોકલવામાં આવી-(એ ટાપુને વૉલ્ડનના ટાપુ તરીકે ઓળખાવવામાં આવ્યો છે.) તેઓ એવા સમાચાર લઇ આવ્યા કે, આસપાસ બરફ ઘણો પડ્યો છે, પરંતુ જે રસ્તે તેઓ આવ્યા હતા તે તરફ પશ્ચિમ દિશામાં બરફ નથી. તેમણે વળી એવી ખબર આપી કે, ટાપુ પર પૂર્વનો તાજો પવન વાતો હતો. આ ખબરથી નાવિકો હતાશ બન્યા; કેમકે તેઓ જ્યાં હતા ત્યાં પવન વાતો ન હતો, અને ત્યાંથી પસાર થવાનો તેમનો મુખ્ય આધાર પૂર્વના પવનની અસર પર હતો. હવે તેમને એક જ ઉપાય જણાયોઃ પવનને માટે વહાણો પર જ રાહ જોવી અથવા નાની હોડીઓનો આશ્રય લેવો. વહાણોનો ભોગ આપવાનો સંભવ પ્રથમથી ધ્યાનમા રાખવામાં આવ્યો હતો, અને તેથી જરૂર પડે તો સર્વ નાવિકોને સહીસલામત લઇ જવાય તે માટે જોઇતા કદની હોડીઓની પૂરતી સંખ્યા નક્કી કરી રાખવામા આવી હતી. અને કિનારા પર વહેલનો શિકાર કરનારી ડચ નૌકાઓ ( Whalers ) હતી, જેમાં તે સર્વને યુરોપ મોકલી શકાત. તેઓ જ્યાં હતા ત્યાં તો શિયાળો ગાળવાનો કડવો અને જોખમભર્યો પ્રયોગ ઘણાઓએ અજમાવી જોયો હતો, તેથી તેનો વિચાર જ કરવાનો ન હતો. સમય અમૂલ્ય હતો, એક ઘડી પણ ફોકટ ગુમાવવી પાલવે એમ ન હતું. વહાણો ચાદ વામ જેટલા છાછરા પાણીમાં ચાલ્યાં ગયાં હતા, અને તે જાણીને લાધી જાય તો આવા જ બન્યું. આ વખતે તેઓ ઇશાન કોણમાં આવેલા કેટલાક ખડકો તરફ ઝડપથી આગળ વધતા હતા. આ ખતે વહાણોના મુખ્ય ઉપરી અધિકારી કેપ્ટન ફીપ્સે સઘળા અમલદારોને એકઠા કર્યા, અને આવી સ્થિતિમાં વહાણો છોડી જવાનો પોતાનો ઇરાદો જણાવ્યો. સાચા બ્રિટિશ નાવિકોની હીંમત-પૂર્વક એ નિર્ણય તરફ સંતોષ બતાવવામા આવ્યો, અને તરત જ સર્વ જરૂરી તૈયારીઓ થવા લાગી.

૭ મી ઓગસ્ટે તેમણે બરફ ઉપર હોડીઓ ખેંચવાની શરૂઆત કરી. નેલ્સનને ચાર હલેસાંના મછવાનું (cutter) ઉપરીપણું મળ્યું. નાવિકો પોતાના અમલદારો પર પૂર્ણ વિશ્વાસ રાખી વર્તતા હતા. લગભગ મધ્યાન્હે વહાણોની નજીકનો બરફ વધારે ખુલ્લો દેખાયો; અને પૂર્વનો પવન મંદ મંદ વાતો હતો, તેથી શઢ ચઢાવવામાં આવ્યા, અને તેઓ પશ્ચિમમાં લગભગ એક માઇલ આગળ વધ્યા. ધીમે ધીમે આગળ વધાતું હતું, અને ગમે તેટલા પ્રયત્નો કરવામાં આવે તો પણ ૧૪ મી પહેલાં હોડીઓ પાણીમાં લઇ જવી શક્ય ન હતી. તે દરમ્યાન જો વહાણોની સ્થિતિમાં સુધારો ન થાય તો તેમને લાંબો સમય વળગી રહેવું સલાહભર્યું ન હતું. તેથી નિયમિત રીતે નૌકાઓને આગળ ચલાવવી, અને વહાણોને પણ આગળ ચલાવવાની દરેક તકનો લાભ લેવો એમ બંને પ્રયત્નો એક સાથે કરવાનો સરદારે નિશ્ચય કર્યો. બરફ ઊંડો હતો, પરંતુ કાંઇક પવનની મદદથી અને કાંઇક બરફના ધસારાની મદદથી વહાણો પશ્ચિમમાં આગળ વધવા લાગ્યાં; અને ૯ મી તારીખે પોતાની આગળ નીકળી ગયેલી નૌકાઓ તેમણે પકડી પાડી. સર્વ પાછા વહાણોમાં ચઢ્યા. બીજે દિવસે ઉત્તર-ઇશાનનો પવન ફુંકાવા લાગ્યો. સઘળા શઢ ચઢાવવામાં આવ્યા, અને અનેક સંકટો વેઠતા વેઠતા મધ્યાન્હે તેઓ બરફથી મુક્ત થઇ ખુલ્લા સમુદ્રમાં આવી પહોંચ્યા. બીજે દિવસે તેમણે સ્મીરનબર્ગ બંદરમાં લંગર કર્યું. અહીંયાં વિસામો લેવાને તેઓ થોડા દિવસો રહ્યા. મોસમ એટલી બધી આગળ વધી ગઇ હતી કે, નવેસર પ્રયત્ન કરવો અશક્ય હતો. તેથી તેઓ અંતે ઇંગ્લાંડ પાછા ફર્યા.

ઇંગ્લાંડ આવ્યા પછી વહાણોને રજા આપવામાં આવી; પછી નેલ્સનને, ૧૪ મી ઓગસ્ટે "સીહોર્સ" નામના વહાણમાં કેપ્ટન ફાર્મર સાથે તેના મામાએ મુક્યો. એ વહાણ ઇસ્ટઇંડીઝ જતું હતું.

અહીંમાં તેના સદ્વર્તનથી તેની યોગ્ય કદર બુઝવામાં આવી. જતી વેળા તેની તબીયત સારી હતી, પરંતુ અશાઢ માસ રહ્યા પછી તેમાં એકદમ બગાડો થયો, તેથી કેપ્ટન પિગટે "ડૉલ્ફીન" માં ઈંગ્લાંડ પાછો આણ્યો. એ માયાલુ કેપ્ટને કાળજીભરી સંભાળ ન લીધી હોત તો નેલ્સન પોતાની જન્મભૂમિનાં પુનર્દર્શન કરી ન શકત. આ સમએ તેને શી શી લાગણીઓ થતી હતી, તે દીર્ઘકાળ પછી પોતે સુપ્રસિદ્ધ બન્યો ત્યારે તેણે નીચેના શબ્દોમાં દર્શાવી છેઃ "મારા ધંધામા હું કદાપિ ઉંચે નહિ ચઢું એવી લાગણી મને થતી. જે મુશ્કેલીઓમાંથી પાર પડવાનું હતું, અને જે નહિ જેવી લાગવગ હતી તેના વિચારથી મારા મનમા પ્રકંપ થતો. મારા ઉચ્ચાભિલાષના પદાર્થની પ્રાપ્તિ કરવાના સાધનો હું શોધી શક્યો નહિ. વખત ઘણા સુધી શોકપૂર્ણ રીતે વિચાર કરવા લાગ્યો, તે વેળા મને એમ થઇ આવ્યું કે, જલસમાધિ લીધી હોત તો કેવું સારૂં ? એટલામાં સ્વદેશાભિમાનનો એકદમ પ્રકાશ થયો, અને મારા રાજા તથા મારો દેશ મારાં આશ્રયદાતા છે, એવું મને ભાન સ્ફૂર્યું. "વારૂ, ત્યારે", મેં ઉદ્ગાર કાઢ્યો, "હું વીર પુરૂષ બનીશ! અને ઈશ્વિર પર શ્રદ્ધા રાખી, પ્રત્યેક ભયની સામે હું થઇશ." કેવા આશાવંત અને કેવા ભવિષ્યસૂચક સત્ય ઉદ્ગારો! કવિએ સત્ય જ ગાયુ છે કે,

"કંઇ લાખો નિરાશામા અમર આશા છૂપાઇ છે."

આવા અનુભવો ઘણાઓને થયા હશે, અને નિરાશાદર્શક ઉદ્ગારો અનેકે કાઢ્યા હશે; પરંતુ નેલ્સનના જેવો અંતિમ નિશ્ચય થોડાઓ જ કરી શકે છે, કેમકે તેને માટે દૃઢ અને શુદ્ધ મનોબળની જરૂર પડે છે.

નેલ્સનના ધારવા કરતાં તેનો સીતારો વધારે ચળકતો હતો. તેની ગેરહાજરી દરમ્યાન કેપ્ટન સકલીંગની નૌકાસૈન્યના નિયામક

( Comptroller ) તરીકે નિમણુક થઇ હતી. હવે નેલ્સનની તબીયત પણ સુધરી ગઇ હતી અને " ડોલ્ફીન"ની નોકરીની મુદત ખલાસ થતાં ૬૪ તોપાના " વુર્સેસ્ટર " માં કામચલાઉ લેફ્ટેનન્ટ તરીકે તેની નિમણુંક કરવામાં આવી. એ વહાણુ કેપ્ટન માર્ક રોબીન્સનની સરદારી હેઠળ જીબ્રાલ્ટર જતું હતું ત્યાંથી પાછા આવીને ૧૭૭૭ની ૮ મી એપ્રીલે તેણે લેફ્ટેનન્ટની પદવીની પરીક્ષા પસાર કરી. પરીક્ષાને બીજે જ દિવસે કેપ્ટન વિલિયમ લૉકરના હાથ નીચે " લફસ્ટોફ " નામના લડાયક બારકસને જમૈકા જવાને સજ્જ કરવામાં આવતું હતું, તેમાં બીજા લેફ્ટેનન્ટ તરીકે નેલ્સનની નિમણુંક થઇ.

એ સમયે વેસ્ટ ઇંડીઝમાં અમેરિકન ચાવટાઓ હેઠળ અમેરિકન અને ફ્રેન્ચ ખાનગી વહાણો અંગ્રેજોના વ્યાપારને વિધ્ન કરતાં હતાં, તેથી એક અમેરિકન વહાણને કબજે કરવામાં નેલ્સને પાણી બતાવ્યું. આ અરસામાં તેના મામા કેપ્ટન સક્લીંગ મૃત્યુવશ થયા. પરન્તુ કેપ્ટન લૉકરે નેલ્સનના ઉત્તમ ગુણો જોયા હતા, અને તેની સાથે મૈત્રિ બાંધી તેણે તે સમયના કમાન્ડર-ઇન્-ચીફ સર પીટર પાર્કરને નેલ્સન વિષે મજબુત ભલામણ કરી એ ભલામણને લીધે " બ્રિસ્ટલ " માં તેની નિમણુંક થઇ. અલ્પ સમયમાં તેને પ્રથમ લેફ્ટેનન્ટની પદવી મળી. તે પછી ૧૭૭૮ના ડિસેમ્બર માસની ૮ મી તારીખે " બૅજર " ની સરદારી નેલ્સનને મળી હતી. જમૈકામાં મોન્ટીગો ઉપસાગરમાં ' બૅજર ' પડયું હતું, તેવામાં ૨૦ તોપોનું ' ગ્લાસગો ' નામનું વહાણુ ત્યાં આવી લાગ્યું, અને લંગર કરી પડયું. તેના રસોડા ઉપર દેખરેખ રાખનારા અધિકારીએ ' રમ ' નામના દારૂની ચોરી કરતાં તેને આગ લગાડી, અને બે કલાકમાં તે ઉપર અગ્નિની જ્વાલાઓ ફરી વળી. તેના નાવિકો પાણીમાં કૂદી પડતા હતા, એટલામાં નેલ્સન પોતાની હોડીઓ

લઇ ત્યાં આવી પહોંચ્યો, તેણે દારૂ સમુદ્રમાં ફેંકાવી દીધો, અને તોપોનાં મોઢાં ઉંચાં કરી નાંખ્યાં; એ રીતે પોતાની સમયસૂચકતાથી તથા અંગત પ્રયાસથી તેણે કોઇની જીંદગીને નુકસાન થવા દીધું નહિ.

નેલ્સનના સદ્દભાગ્યે, લાગવગનો પોતે સારો લાભ લઇ શકે તેવે પ્રસંગે તેને લાગવગ મળી હતી. તેથી બને તેટલી ઝડપથી તેના પગારમાં વધારો કરવામાં આવતો હતો, અને એક પછી એક ચઢતી જગાઓ આપવામાં આવતી હતી. એકવીશ વર્ષની વયે પહોંચતા પહેલાં તો તેણે સારી પદવી પ્રાપ્ત કરી હતી. અદ્યાપિ ખ્યાતિ મેળવવાનો અવસર તેને આપવામા આવ્યો ન હતો; તથાપિ તેણે પોતાના ધંધામાં અત્યંત કુશળતા પ્રાપ્ત કરી હતી, અને જ્યાં જ્યાં તે પરિચિત હતો ત્યાં ત્યાં સર્વત્ર તેના ઉત્સાહ અને શક્તિનો સ્વીકાર કરવામા આવતો હતો. ૧૨૫ વહાણો, મનવારો, અને યોદ્ધા તથા સામગ્રી વગેરે લઇ જનાર લાવનાર વહાણો-ટ્રાન્સપોર્ટ્સ ( Transports ) અને પચીશ હજાર સૈનિકો સહિત કાઉન્ટ ડ'એસ્ટેઇંગ સેંટ ડોમીંગોમાથી જમૈકા પર ધસી આવવા ટમટમી રહ્યો હતો. નૌકાસેનાધિપતિને અને ગવર્નર-જનરલ ડૅલીંગને પોતાની સેવા સ્વીકારવાની નેલ્સને વિનતિ કરી, અને પોર્ટ રોયલમા ફોર્ટ ચાર્લ્સનાં તોપખાનાના ઉપરી અધિકારીની પદવી તેને મળી. ટાપુના બચાવને માટે સાત હજારથી વધારે સૈનિકો એકઠા કરી શકાયા ન હતા. આ સંખ્યા તેમની પર ચઢી આવવાને તત્પર થયલી સેનાની સામે થવાને તદન ઓછી હતી. નેલ્સનને એ વાતનું પૂર્ણ જ્ઞાન હતું. પરંતુ ડ'એસ્ટેઇન્ગને કાતો પોતાની સંખ્યા વધારે મોટી છે એવું જ્ઞાન ન હતું, અથવા તેને જે ઉચ્ચ પદવી આપવામા આવી હતી, તેને માટે તે લાયક ન હતો; પોતાના ભગોત્પાદક કાફલા-

—વસાયતો સામે ઘડેલી યોજનાઓનો અમલ કરવાની તક જનરલ ડૅલીંગને મળી.

એ યોજના નીચે પ્રમાણે હતી: નિકારાગુઆ સરોવરમાંથી નીકળી આટલાંટિક મહાસાગરને મળની સાન્ જુઆન નામની નદી પર આવેલા ફ્રોર્ટ સાન્ જુઆનનો કબજો લઇ, સરોવર પર અને ગ્રૅનેડા તથા બીઓન નામનાં શહેરો પર સત્તા જમાવવી; અને એ પ્રમાણે અમેરિકામાં સ્પૅનીઅર્ડોના તાબાના ઉત્તર અને દક્ષિણ-પ્રદેશો વચ્ચેનો વ્યવહાર કાપી નાખવો. તે સમયે અમેરિકન ખાતાના સેક્રેટરી ઑફ સ્ટેટના હોદ્દા પર લૉર્ડ જ્યોર્જ જર્મેન હતો, તેણે એ યોજના પસંદ કરી. જનરલ ડૅલીંગની યોજનાઓ સારી રીતે ઘડવામાં આવી હતી; પરંતુ જેટલી કાળજીથી એ પ્રદેશની ભૂગોળના અભ્યાસ કરવામાં આવ્યો હતો, તેટલી કાળજીથી તેના ઇતિહાસ અને જમીનના સ્વરૂપનો અભ્યાસ કરવામા આવ્યો ન હતો. ચઢાઇને માટે જે મુશ્કેલીઓ વેઠવી પડી, તેથી એટલો બધો વિલંબ થયો કે, મોસમ અત્યંત આગળ વધી ગઇ, અને એ પ્રમાણે સૈનિકોને શત્રુની સામે થવાને બદલે કઢંગી મોસમની સામે મોકલવામાં આવ્યા, જેણે શત્રુની જ ગરજ સારી.

૧૭૮૦ ના પ્રારંભમા નેલ્સને આ કાર્યને માટે પોર્ટ રૉયલથી હોન્ડુરાસમા કેપગ્રેસ્યાસ એ ડાયોસ મુકામે ૫૦૦ સૈનિકો મોકલ્યા. તેમણે જમીનપર પગ મુકયો ત્યારે એક પણ દેશી તેમની નજરે પડ્યો નહિ: દેશીઓને શિખવવામા આવ્યું હતું કે, અંગ્રેજો માત્ર તેમને ગુલામો બનાવીને જમૈકા મોકલી દેવાના આશયથી જ આવ્યા છે. અલ્પ સમય પછી તેમાંના એક જણની સાથેના પોતાના પરિચયપર વિશ્વાસ રાખીને એક જણ તેમને મળ્યો, અને તેની દ્વારા બક્ષિસોની લાલચથી તેમની સાથે મૈત્રિ બાંધી. એક ભેજવાળા અને અનારોગ્યથી ભરેલા મેદાનમાં સૈનિકોએ પડાવ નાખ્યો.

ન્સેક નદીમાંથી ૭૯ મી રેજીમેંટની એક ટુકડી અત્યંત અસ્વસ્થ હાલતમાં અહીં તેમને આવી મળી. અહીંયાં એક માસ રહ્યા પછી પોતાના દેશી મિત્રોને એકઠા કરવાને વારંવાર લંગર નાખતા તેઓ ગોસ્કવીટો કિનારે આગળ વધ્યા. આ દેશી મિત્રો તરફથી તેમને નદીમાં કામ લાગે એવી હોડીઓ મળવાની હતી, અને તેઓ પણ સાથે આવનાર હતા. ૨૪ મી માર્ચે તેઓ સાનજુઆન નદીમા પહોંચ્યા, અને પોતાને મળેલા હુકમો પ્રમાણે નેલ્સનની નોકરીનો અહીંયાં અંત આવ્યો; પરંતુ આ ચઢાઇમા આવેલાઓમાંથી કોઇ પણ એ નદીમાં આગળ ગયો ન હતો, અથવા તેના મુખથી કીલ્લેબંધી કેટલી દૂર છે, તેનું પણ કોઇને જ્ઞાન ન હતું; તેથી મોસ્કવીટો કિનારાપર ફરતી નૌકાઓ અને "હિન્ચિન્બ્રુક" નામના વહાણની બે નૌકાઓમા તેમાંના આશરે ૨૦૦ જણ ઉપડયા. આ વખતે સુકી મોસમ લગભગ ઉતરી રહેવા આવી હતી, અને આવી ચઢાઇ માટે તે સમય ખરાબમા ખરાબ હતો; નદીમાં પાણી ઓછું હતું. છાછરાં પાણી અને રેતીના કિનારાઓની વચ્ચેની સાકડી ખાડીઓમા દેશીઓને મોખરે મોકલવામા આવતા હતા, અને વારંવાર નાવિકોને નીચે ઉતરીને નૌકાઓને આગળ ખેંચવાની અથવા ધકકેલવાની ફરજ પડતી હતી. આ પરિશ્રમ કેટલાક દિવસો સુધી ચાલુ રહ્યો. વધારે ઊંડા પાણીમા આવતાં તેમને પ્રવાહનો વેગ નડયો, અને એવી મુસ્કેલીઓમાંથી, દેશીઓની કુશલતા અને અંગત જ્ઞાને જ તેમનો બચાવ કર્યો. સર્વને એક સરખા સંકટો વેઠવાં પડયા હતા.

૯ મી એપ્રીલે નદીમાં આવેલા સૅન્ બાર્થોલોમ્યો નામક ટાપુએ તેઓ પહોંચ્યા. આ ટાપુ પર અગ્રભાગના એક થાણા તરીકે સ્પેનીયર્ડોએ કીલ્લેબંધી કરી હતી, અર્ધ ગોળાકારમાં એક નાનું તોપખાનું રાખ્યું હતું, જેમાં નવ કે દશ નકુચા પર ફરે એવી તોપો (Swivels) રાખવામાં આવી હતી; અને સોળ કે

અરાઢ જણ તે તોપો ફોડવા રહ્યા હતા નદીનો પ્રવાહ કઠિન અને વેગવાળો હતો, તે ભાગ તોપખાનાની હદમાં અને કાબુમાં આવી ગયો હતો જેથી કરીને એ તોપખાનું તે ભાગપર અસરકારક મારો ચલાવી શકે. હવે પોતાના થોડાક નાવિકોને મોખરે નેલ્સન કિનારા પર કુદી પડ્યો. જે જમીન પર તે કુદ્યો તે એટલા બધા કાદવવાળી હતી કે મુશ્કેલીથી નેલ્સન તેમાંથી બહાર નીકળ્યો અને નીકળતા નીકળતાં પોતાનાં પગરખાં ગુમાવ્યાં. તથાપિ અડવાણે પગે તે આગળ વધ્યો અને તોપખાનાનો કબજો લીધો. સાન્ જુઆનનો કીલ્લો હજી આસરે સોળ માઇલ ઉપરવાણે હતો; પરંતુ કીલ્લાથી થોડેક માઇલ દૂર નીચાણના પ્રદેશમાં દારૂગોળો અને બીજો સરસામાન જમીન પર ઉતારવામાં આવ્યા; અને ઘીચ જંગલોમાંથી સૈનિકોને કુચ કરવી પડી. એક ઝાડની ડાળીમાંથી એક સાપ નીકળ્યો અને તે એક જણની આંખની નીચેના ભાગમા કરડ્યો. તે માણસ તત્કાળ મરણ પામ્યો; નેલ્સન પોતે એવા સર્પનો ભોગ થતો બચી ગયો. ઘણો જ થાકી ગયેલો હોવાથી તેણે પોતાની ઝુલતી પથારી કેટલાક વૃક્ષોની નીચે લટકાવરાવી, અને તેમાં ઉંઘવા લાગ્યો તે વેળા એક સરડો તેના મુખ ઉપર થઇને પસાર થયો. દેશીઓએ સદ્‌ભાગ્યે તેને જોયો. તેનો શો અર્થ થાય છે તે તેઓ જાણતા હોવાથી તેને એકદમ જાગ્રત કર્યો. નેલ્સન ઝબકી ઉઠ્યો, એટલે જુએ છે તો પોતાના પગ આગળ એક અત્યંત પ્રાણઘાતક સર્પનું ગુંચળું પડ્યું હતું.

સાન્ બાર્ટોલોમ્યો લીધા પછી બે દિવસે એટલે ૧૧ મી તારીખે અંગ્રેજો સાન્ જુઆન્ સમક્ષ આવી લાગ્યા. નેલ્સનનો અભિપ્રાય એવો હતો કે, વિનાવિલંબે હલ્લો કરી કીલ્લો કબજે કરવો; પરંતુ નેલ્સન મુખ્ય સરદાર ન હતો, એટલે નિયમિત રીતે ઘેરો ઘાલવાનો વિચાર પસંદ કરવામાં આવ્યો. ઘેરાનો પ્રારંભ થઇ

શકે તે પહેલાં દશ દિવસો વ્યર્થ ગુમાવવામાં આવ્યા. ઘેરો ઘાલવામાં જોખમના કરતાં થાક વધારે હતો અને શત્રુના કરતાં થાકનો ભય વધારે રાખવાનો હતો. વર્ષાદ પડવો શરૂ થયો, અને જો ઘેરાયલા લોકો થોડાક દિવસ વધારે ટકાવ કરી રહ્યા હોત તો તેમને ઘેરો ઘાલનારાઓ રોગથી હતા ન હતા થઇ ગયા હોત. એ કીલ્લો ૨૪ મી એ શરણે આવ્યો પરન્તુ આ વિજયથી તેઓને ધારેલી રાહત મળી નહિ. કીલ્લો કેદખાના કરતાં પણ વધારે ખરાબ હતો, અને માંદાઓને સાજા કરે અથવા હજી સ્વસ્થ રહેલાઓની સ્વસ્થતા જાળવી રાખે એવી કાંઇ પણ સગવડ તેમાં મળી નહિ. માંદગીનો ભયંકર હુમલો શરૂ થયો અને તેમાં ઘણા ખરા સ્વધામ પહોંચી ગયા. નેલ્સનને વેળાસર ત્યાંથી ખસવું પડયું હતું, એટલે જ તે બચ્યો. ઘેરાની શરૂઆત પછી મરડાથી તે પટકાઇ પડયો. તે દરમ્યાન " જાનુસ " નામના ૪૪ તોપોના વહાણનો કેપ્ટન, ગ્લેવર મરણ પામ્યો અને તેની જગા લેવાનો હુકમ નેલ્સનને આપવામાં આવ્યો. તેથી, સાન જુઆનનો કીલ્લો સરણે આવ્યો તેને આગલે દિવસે જમૈકા જવા તે નીકળ્યો. પરન્તુ માંદગી વધી પડી; તે પથારી વશ થયો. તેથી તબીયત સુધારવાને માટે તરતજ ' બાથ ' ગયો. ત્રણ માસમાં તેની તબીયત સુધર્યા પછી તે લંડન ગયો, અને નોકરી મેળવવાને માટે અરજી કરી. લગભગ ચાર માસ પછી ૧૭૮૧ ના ઑગસ્ટ માં ૨૮ તોપોના " આલ્બીમાર્લ " ઉપર તેની નિમણૂંક થઇ.

હજી સુધી તે પોતાનું પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરી શકયો ન હતો; અને પોતાનું વહાણ સજ્જ કરવામાં રોકાયો હતો, એટલામાં તે પાછો એટલો બધો અસ્વસ્થ બની ગયો કે પથારી બહાર ભાગ્યે જ પગ મૂકી શકતો. છતાં એવી હાલતમાં ઉત્તર સમુદ્ર–નોર્થસીઝમાં તેને મોકલવામાં આવ્યો અને આખો શિયાળો ત્યાં જ રાખવામાં આવ્યો;

આવા હાનિકારક હુકમથી તેને ઘણું લાગી આવ્યું હતું યુરોપીમન ઇતિહાસમાં જેને * "આર્મ્ડ ન્યુટ્રાલિટિ". (હથીયારબંધ તટસ્થતા*) કહેવામા આવે છે, તેનો સમય ચાલતો હતો. ડેન્માર્કના નૌકા સેનાપતિનાં કયાં વહાણો આવ્યાં છે, અને તેમનું બળ કેટલું છે," તે લખી લાવવાને માટે તુતક પર માણસ મોકલ્યો. નેલ્સને તેને પ્રત્યુત્તર આપ્યોઃ "આલ્બીમાર્લ" બ્રિટનના રાજાનાં વહાણો માંનું એક છે; તમે બાજુ પરથી નીચે ઉતરો ત્યારે સાહેબ, તમને તોપો ગણવાની છુટ છે, અને તમે ડેનીશ નૌકાસેનાપતિને ખાત્રી આપજો કે જો જરૂર પડશે તો તે સઘળાનો ઉપયોગ કરવાને પૂરતાં માણસો રોકવામા આવશે" આ પ્રસંગે નેલ્સને ડેનીશ કિનારાનું અને તેના પાણીની જુદી જુદી જગાની ઊંડાઇઓનું અચ્છું જ્ઞાન મેળવ્યું, જેનો અપ્રતિમ લાભ ઇગ્લાંડને પાછળથી મળ્યો. સાંધી પાછા ફર્યા પછી ૧૭૮૨માં તેને કવેબેક જવાનો હુકમ મળ્યો, તેથી તે કાનડા જવા નીકળ્યો ત્યા પોતાની તપાસ લેવાની પહેલી જ સફરમાં "આલ્બીમાર્લે" એક માછલાં પકડનારૂં વહાણ કબજે કર્યું,

---

* આ સશસ્ત્ર યાને હથીયારબંધી તટસ્થતાનો અર્થ એ છે કે, અમેરિકન વિગ્રહ દરમ્યાન તટસ્થ દેશોનાં વહાણો તપાસવાનો હક ઇગ્લાડ ભોગવતું હતું, તે હકની સામે થવાને રૂશિઆ, પ્રશિઆ, જર્મની, સ્વીડન ડેન્માર્કે ૧૭૮૦માં એકસંપ કર્યો હતો, એ સંપને "સશસ્ત્ર તટસ્થતા"નું નામ આપવાનું આવે છે, ૧૮૦૦માં બીજી સશસ્ત્ર તટસ્થતા સ્થપાઇ, જેથી ઇગ્લીશ કાફલો બાલ્ટીક સમુદ્રમાં મોકલવામાં આવ્યો હતો અને કોપનહેગન પર તોપોના ગોળાઓનો વર્ષાદ વરસાવવામાં આવ્યો હતો, ૧૮૦૧ ની ૧૭ મી જુને સેંટ પીટર્સબર્ગની 'કન્વેન્શન'માં તે બીજી તટસ્થતાનો ત્યાગ કરવામાં આવ્યો હતો.

એ વહાણના માલીકની લગભગ સઘળી મીલ્કત તેમાં હતી, અને તે બાપડાનું મ્હોટું કુટુંબ તેની આતુરતાપૂર્વક રાહ જોતું હતું. નેલ્સને તેને બોસ્ટનના ઉપસાગરમાં સુકાની તરીકે રાખ્યા પછી તેને તેનું વહાણ તથા મીલ્કત પાછાં આપ્યાં, અને બીજું કોઇ વહાણ તેને પકડે નહિ તે માટે એક પ્રમાણપત્ર આપ્યું. એ માણસ પાછળથી પોતાની જીંદગીને જોખમે ઘેટાં, મરઘાં અને તાજા ખોરાકની ભેટ લઇને "આલ્બીમાર્લ" પર આવ્યો. આ ખોરાક તેમને ઘણો જ ઉપયોગી અને ઉપકારક થઇ પડ્યો. આ વખતે "આલ્બીમાર્લ" મુશ્કેલીથી બચી ગયું હતું. બોસ્ટનના બંદરમાંથી એક લડાયક બારકસ અને બીજાં ચાર ફ્રેન્ચ વહાણો નીકળ્યાં હતાં તેમની પાછળ તે પડયો. નેલ્સને જોયું કે તેમની ગતિ વધારે હતી, અને તે પ્રતિપળે વધારે નજીક આવતાં હતાં તેથી સુકાની તરીકેની પોતાની કુશલતા પર આધાર રાખી હીંમતથી સેંટ્જયોર્જીસ કિનારાના ભાઠાંવાળા ભાગમાં તેણે પોતાનું વહાણ હંકારી દીધું, હવે તેની પાછળ માત્ર લડાયક વહાણ જ ચાલુ રહ્યું; પરંતુ શત્રુ કુમક વિનાનો છે, એમ માલુમ પડતાં નેલ્સને શઢ ઓછા કર્યા અને પોતાની ગતિ મંદ કરી; એ જોઇને નેલ્સનની પાછળ જવાને બદલે પોતાના સાથીઓની શોધમાં જવાનું ફ્રેન્ચ વહાણને સલાહકારક લાગ્યું.

સિપાઇઓ, માલ વગેરે લઇ જવા લાવવાના વહાણોના (Transports) એક કાફલાને ન્યુયોર્ક સુધી સહીસલામત પહોંચાડી આવવાનો "આલ્બીમાર્લ"ને હુકમ મળ્યો. સેન્ડી હુક મુકામે આવી પહોંચતા તે કમાન્ડર-ઇન-ચીફ્-મુખ્ય સરદાર એડમીરલ ડીગ્બીને મળ્યો. શત્રુઓનાં વહાણ વગેરે કબજે કરી નાણાં મેળવવાનું એ સ્થળ સુંદર હતુ એવું માર્મિક કથન એડમીરલ ડીગ્બીએ કર્યું. "હા જી," નેલ્સને જવાબ વાળ્યો, "પરન્તુ વેસ્ટ ઇંડીઝ પ્રતિષ્ઠા મેળવવાનું સ્થળ હતું." તે સમયે રોડનીના વિજયવંત

ઇંગ્લાંડ પાછું ફર્યું, અને ૧૭૮૩ ની ૩ જી જુલાઇએ તેને નોકરીમાંથી મુક્ત કરવામાં આવ્યું. લંડન આવ્યા પછી પોતાનાં સગાંને પણ મળવા જતાં પહેલાં વિગ્રહ દરમ્યાન જુદાં જુદાં વહાણોમાં પોતાનાં માણસોએ નોકરી હોય તેમના પગારો ચુકવી અપાવાનું કામ પહેલું કર્યું. તે પછી નેલ્સનને સર્વથી પ્રથમ રાજસભાનું દર્શન કરાવવામાં આવ્યું, અને તે સમારંભ સમાપ્ત થયા પછી પિંકનની ઇનમાં તેણે પોતાના મિત્ર ટ્રેવિસન સાથે ભોજન લીધું અને વીતકવાર્તા કહેવામાં બાકીનો દિવસ ગાળ્યો.

---

# પ્રકરણ બીજું.



## લગ્ન-ફ્રેંચ ઉત્ક્રાન્તિનો પ્રારંભ. (૧૭૮૪-૧૭૯૩)

A Briton, even in love, should be
A subject not a slave !

—*Wordsworth*

Honour and shame from no condition rise;
Act well your part, there all the honour lies.

—*Pope.*

I have mark'd
A thousand blushing apparitions
To start into her face; a thousand innocent shames
In angel whiteness, bear away those blushes.

—*Shakespear*

"સંપત્તિ એકઠી કર્યાં વિના વિગ્રહનો અંત આવ્યો છે; પરંતુ મારા ચારિત્રમાં એક પણ ડાઘ નથી. હું આશા રાખું છું કે, મારા મનમાં સંપત્તિના કરતાં સાચ્ચી કીર્તિ અતિ ઉચ્ચ સ્થાન ભોગવે છે." નેલ્સને આ ઉદ્દગારો પોતાના એક પત્રમાં કાઢ્યા છે. હવે તે કોઇ વહાણ પર નોકરી લેવાને અરજી કરી શક્યો નહિ; કેમકે તે વખતે રિવાજ પડ્યો હતો તેથી હલકાપણી પોતાની પદવી પ્રમાણે રહી શકે એટલો તે ધનવાન્ ન હતો. તેથી સુલેહના સમયમાં પોતાનાં અર્ધાં

પગાર પર કરકસર કરી રહેવામાં ડહાપણ છે, એમ વિચારી નૌકા સૈન્યના કેપ્ટન મૅકનામારાની સાથે તે ફ્રાંસ ગયો અને સેંટ ઓમર્સમાં રહ્યો. અહિંયા તે એક અંગ્રેજ પાદરીની પુત્રી સાથે પ્રેમમાં પડ્યો, પરંતુ પૂરતી આવક નહિ હોવાથી ડહાપણ વાપરીને તેણે ફ્રાંસ છોડવાનો વિચાર કર્યો. આ આત્મસંયમથી કુદરતી રીતે તેને સમુદ્રયાત્રા કરવાનું મન થયું; અને નૌકાસૈન્યનું કામકાજ કરનારી સભામાં-એડમીરલ્ટી-લૉર્ડ હોવેની મુલાકાત દરમ્યાન નોકરી વિષે પ્રશ્ન પૂછવામાં આવતા તેણે હકારમાં જવાબ આપ્યો. તેથી ૨૮ તોપોના "બોરીઅસ"માં ૧૭૮૪ ના માર્ચમાં તેની નિમણૂંક કરવામાં આવી. તે વહાણ લીવર્ડ ટાપુઓમાં જતું હતું. નેલ્સનના વહાણમાં યુવકો ઘણા હતા, અને તેઓ ખરેખર સદ્ભાગી હતા, કેમકે નેલ્સન તેમને સરસ તાલીમ આપતો. જેમ એક પક્ષી પોતાનાં પાંખમીણાં બચ્ચાંને ઊડતાં શિખવે તેવી કાળજીથી નેલ્સન તેમને તાલીમ આપતો. જો તેને માલુમ પડે કે કોઇ યુવક ઊંચે ચઢતાં બીહે છે. તો મિત્રતાપૂર્વક તે તેને કહેતો, "વારૂ સાહેબ હું ડોલ કાઢીને મથાળે ચઢવાની શરતમાં ઊતરૂં છું. અને પ્રાર્થના કરૂં છું કે હું તમને ત્યાં મળીશ." પેલો બાપડો યુવક તરતજ ઉંચે ચઢવા માંડતો, અને ગમે તેમ કરીને ચઢતો-શી રીતે તે નેલ્સન કદાપિ જોતો નહિ; પરંતુ જ્યારે તેઓ મથાળે મળતા ત્યારે તેની સાથે આનંદપૂર્ણ રીતે વાતચિત કરતો, અને ઊંચે ચઢવું એ જોખમ-ભરેલું અથવા કઠિન છે એવું કહેનારની ઘણી દયા ખાવી જોઇએ, એમ એ કહેતો. તેમના અભ્યાસને માટે પણ નેલ્સન સારી કાળજી ધરાવતો; તેમ જ સારા સારા માણસો સાથે અવસર મળતા તેમનું ઓળખાણ કરાવવાની પણ તે સંભાળ રાખતો.

નેલ્સન વેસ્ટ ઇંડીઝમાં આવ્યો ત્યારે તેને સીનીયર કેપ્ટનની પદવી મળી, તેથી ત્યાંના ઉપરી અધિકારીઓમાં તેનો હોદ્દો બીજો

હતો. તેણે પોતાની ફરજો બજાવવામાં એક સરખો ઉત્સાહ અને ચપળતા બતાવ્યાં. વાવાઝોડાના માસ પૂરા થયા પછી નેવીસ રોડઝમાં 'બોરીઆસ' લંગર નાખી પડ્યું હતું, તે વેળા એક ફ્રેંચ લડાયક આરકસ કિનારાની તદ્દન નજીક રહીને પવનની સામી દિશામાં પસાર થયું. નેલ્સનને સમાચાર મળ્યા હતા કે, અંગ્રેજોના ખાંડના ટાપુઓની તપાસ કરવાને માટે એ વહાણને માર્ટિનિકોથી મોકલવામાં આવ્યું હતું. અને તે તુતકપર બે સામાન્ય અમલદારો અને કેટલાક એંજીનીયરો હતા. તેમનો આ ઉદ્દેશ નિષ્ફળ કરવાનો નેલ્સને નિશ્ચય કર્યો, અને તેમનો પીછો પકડવાને હુકમો આપવામાં આવ્યા. તેઓ સેંટ યુસ્ટેશીયાના ઓરવા (સમુદ્રમાં જ્યાં નાંગરેલા વહાણ તરતા રહી શકે તે જગા—Roads)માં લંગર નાખી પડ્યાં હતાં; બીજે દિવસે સાંજ નેલ્સનને તેમનો ભેટો થયો; અને એ વિહાણની દિશામાં બે લંગર-દોર ( Cable=૭૨૦ ફીટ ) ને અંતરે નેલ્સને લંગર નાખ્યું. પછી ફ્રેંચ અધિકારીઓને મળવાને માટે ભોજનનું આમંત્રણ આપવામા આવ્યું ત્યારે નેલ્સને તે પ્રસંગે ફ્રેંચ ટઉેલ (કેપ્ટન)ને ખાત્રી આપી કે, તેમનો ઇરાદો બ્રિટિશ મુલકની મુલાકાત લેવાનો છે, એમ પોતાને સમજવાથી તેમને માન આપવાને માટે તે પોતે ત્યાં આવી પહોંચ્યો હતો. ફ્રેંચોએ પણ નેટલાજ વિનયપૂર્વક એટલો બધો પરિશ્રમ ઉઠાવવાની ના પાડી, અને ઉમેર્યું કે કોઇપણ ટાપુપર ઉતર્યા વિના તેઓ ટાપુઓની માત્ર પ્રદક્ષિણા કરવાના હતા. પરંતુ અત્યંત વિનયપૂર્વક નેલ્સને તેમનો પીછો છોડ્યો નહિ. તેમણે નજર ચુકાવી છટકવાને ઘણાં ફાંફાં માર્યાં, પણ તેમાં તેઓ નિષ્ફળ થયા. અને નેલ્સનને છેતરવો કે તેના હાથમાંથી છટકી જવાનું અશક્ય લાગ્યાથી નિરાશ થઇને તેઓએ પોતાનો મૂળ આશય છોડી દીધો, અને માર્ટિનિકો તરફ પાછા

...હવે વિશેષ મહત્ત્વના કાર્ય તરફ શીઘ્ર તેનું ધ્યાન ખેંચાયું. અમેરિકનો બ્રિટિશ હકુમત હેઠળ હતા ત્યારે તેમને આપવામાં આવેલા પરવાનાનો લાભ લઇને તેઓ બ્રિટિશ ટાપુઓ સાથે વ્યાપાર ચલાવતા હતા. નેલ્સનને જ્ઞાન હતું કે, *'નેવીગેશન ઍક્ટ' (વહાણોનો કાયદો)ની રૂહએ એ ટાપુઓ સાથે સીધી કે આડ કતરી રીતે વ્યાપાર કરવાની પરદેશીઓને મના કરવામાં આવી હતી ઇંગ્લાંડથી વિખુટા પડવાથી હવે અમેરિકનો પરદેશીઓ બન્યા હતા, તેથી તેમને આ વ્યાપારનો લાભ મળવો ન જોઇએ, એવો નિશ્ચય નેલ્સને કર્યો. ત્યાંના કમાંડર ઇન-ચીફ સર રીચર્ડ હુજીસનું આ બાબતપર ધ્યાન ખેંચવામાં આવ્યું. નેવીગેશન ઍક્ટ તેના જોવામાં આવ્યો હતો, તે નેલ્સને તેને બતાવીને તેનો અર્થ સમજાવ્યો. અને પાર્લામેંટના એ કાયદાને માન અપાવું જોઇએ એમ કહ્યું. તેથી નેવીગેશન ઍક્ટને અમલમાં મુકવાનો હુકમ આપવામાં આવ્યો.

આ સમયે મેજર-જનરલ સર ટૉમસ શર્લી લીવર્ડ ટાપુઓનો ગવર્નર હતો. પોતે કેવી રીતે કામ લેવા માગે છે, વગેરે કાર્યક્રમ સમજાવવાને નેલ્સન તેની સન્મુખ આવ્યો ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો: "વયોવૃદ્ધ સરદારોને યુવાન ગૃહસ્થોની સલાહ લેવાની ટેવ નથી." નેલ્સને પોતાની સ્વાભાવિક આત્મ-શ્રદ્ધાપૂર્વક પ્રત્યુત્તર આપ્યો:

* નેવીગેશન ઍક્ટ ૧૬૫૧ માં પસાર કરવામા આવ્યો. તેની રૂહએ અંગ્રેજી વહાણો અથવા તે ચીજો બનાવનાર દેશના વહાણો સિવાય બીજાં વહાણોને ઇંગ્લાંડમાં માલ આયાત કરવાની મના કરવામા આવી હતી. એમાં ૧૬૬૦, ૧૬૬૩ અને ૧૬૭૨ માં સુધારો વધારો કરવામાં આવ્યો હતો. તેનો ઘણો ભાગ રદ કરવામાં આવ્યો હતો, અને ૧૮૪૯ માં તેને હંમેશને માટે રદ કરવામાં આવ્યો છે.

"સાહેબ, હું ઇગ્લાંડના મુખ્ય પ્રધાન જેટલો વૃદ્ધ છું. અને તે પ્રધાનમાં રાજ્યતંત્ર ચલાવવાનું જેટલું સામર્થ્ય છે, તેટલું સામર્થ્ય ત્યાંના રાજાના એક વહાણની સરદારી ભોગવવાનું મારામાં છે, એમ હું ધારૂં છું."

બીજાઓનો અભિપ્રાય કે વર્તન ગમે તેવાં હોય તો પણ તેણે પોતાની ફરજ બજાવવાનો નિશ્ચય કર્યો હતો: અને સેંટ કીટ્સ આવીને તેણે સર્વ અમેરિકનોને હાંકી કાઢયા. તેઓ એમ ન ધારે કે, તેમને માટે જાળ પાથરવામાં આવી હતી, તેટલા સારૂ તેમને પૂરી ખબર આપ્યા વિના 'નેવીગેશન એક્ટ' અમલમાં ન મૂકવો, એ વિચારથી તેણે આ પગલું ભર્યું હતું. અમેરિકનો ડાહ્યા થઇને સેંટ કીટ્સમાંથી તો ચાલ્યા ગયા, પરંતુ તેમને મળેલા અનુમોદનથી તેમના પગમાં જોર આવ્યું, અને નેલ્સનના હુકમોની સામે થવાનો નિશ્ચય કર્યો. તેઓ કહેવા લાગ્યા કે, ત્યાંના રાજાનાં વહાણોને કાયદેસર સત્તા નથી કે તેઓ તેમને પકડી શકે. ત્યાંના સર્વ સંસ્થાનિકો એક પણ અપવાદ વિના તેની વિરૂદ્ધ હતા. જુદા જુદા ટાપુઓના ગવર્નરો અને પ્રમુખોએ તેને અનુમોદન આપ્યું નહિં એમાં માત્ર એકજ અપવાદ હતો. કોઇ પણ બાજુ પર કાંઇ પગલું ભરવાનો ડર લાગવાથી નૌકાસેનાપતિએ તેને એક ચિઠ્ઠી લખી મોકલી સલાહ આપી કે, સભાના પ્રમુખની મરજી પ્રમાણે વર્તવું. આ ચિઠ્ઠી ખાનગી રીતે અને સલાહના રૂપમાં આવેલી હોવાથી તે પ્રમાણે નહિ વર્તવામાં કાંઇ જોખમ ન હતું. પરંતુ સર રીચર્ડ હ્યુજીસની સાથે માથાફોડ કર્યાને ભાગ્યે જ એક માસ પસાર થયો હશે, તેટલામાં તેના તરફથી હુકમ મળ્યો કે, એ વિષય પર પોતાને હવે સારી સલાહ મળી છે; અમેરિકનોને આવતાં અટકાવવા નહિં, અને ગવર્નર તેમને પરવાનગી આપે તો છુટથી જવા આવવા દેવા. એવી જ મતલબનો હુકમ જુદા જુદા ગવર્નરો અને પ્રમુખોને પહોંચાડ-

વામાં આવ્યો હતો. જનરલ શર્લી અને બીજાઓએ સત્તાપૂર્ણ રીતે કહ્યું કે, કમાન્ડર-ઇન્-ચીફે નિર્ણય કરવાનું કાર્ય તેમને પોતાને સોંપ્યું હતું, તેથી તેઓ અમેરિકન વહાણોને દાખલ થવા દેશે. એ લોકોને તો નેલ્સને ચૂપ કર્યા. પરંતુ સર રીચર્ડને સમજાવવાનું કામ કઠિન હતું. પાર્લામેંટના કાયદાનો અથવા પોતાને મળેલા હુકમોનો અનાદર કરવો એવી 'સુડી વચ્ચે સોપારી'ના જેવી તેની સ્થિતિ થઇ. પોતાને મળેલા હુકમોનો અનાદર કરવાનો તેણે નિશ્ચય કર્યો. વિનયશીલ ભાષામાં સર રીચર્ડને પત્ર લખીને નેવીગેશન એક્ટની સાદી સીધી ભાષા સમજાવી, અને રૂબરૂ મળાય નહિ ત્યાં સુધી મળેલા હુકમોનો અમલ કરવાની ના પાડી. સર રીચર્ડને પ્રથમ ગુસ્સો આવ્યો, અને નેલ્સનની જગાએ બીજાને નિમવાનો વિચાર કર્યો, પરંતુ તેના ટંડેલના જાણવામાં આવતાં તે ટંડેલે સર રીચર્ડને કહ્યું કે, સઘળા એ હુકમોને ગેરકાયદેસર ગણતા હતા, તેથી દરિયાઇ ગુન્હાની તપાસ માટેની અદાલત ( Court-martial )માં નેલ્સનની તપાસ ચાલી શકશે નહિ. અને સદ્‌ભાગ્યે સર રીચર્ડ જક્કી ન હતો, તેમજ કેટલેક અંશે ઉદાર પણ હતો. પાછળથી પોતાની ભૂલ બતાવવાને માટે નેલ્સનનો તેણે આભાર પણ માન્યો હતો.

"બિડિએટર"માંના કોલિંગવુડે, અને "રેટલર"માં તેના ભાઇ વિલ્ફ્રેડ કોલિંગવુડે નેલ્સનને સક્રિય સહાય આપી. જકાતખાતા (Custom-houses) પર ખબર આપવામાં આવી કે, અમુક દિવસ પછી બંદરોમાં માલૂમ પડતાં સર્વ પરદેશી વહાણોને પકડવામાં આવશે; અને પરિણામે ઘણાંને પકડવામાં આવ્યાં તથા દરિયાઇ ખાતાની અદાલત ( Admiralty court ) માં તેમને અપરાધી ઠરાવવામાં આવ્યાં હતાં. "બોરીઆસ" નેવીસ મુકામે આવ્યું ત્યારે માલથી ખીચોખીચ ભરેલાં ચાર અમેરિકન વહાણો તેના જોવામાં આવ્યાં. તે ટાપુના વાવટા ઉડાડતાં હતાં. પોતાનો ખરો વાવટો

ચઢાવીને ૪૮ કલાકમાં ચાલ્યા જવાનો તેમને હુકમ આપવામાં આવ્યો; પરંતુ અમે અમેરિકનો નથી, એમ કહીને તેઓએ એ હુકમો માનવાની ના પાડી. પછી તેમાંના કેટલાક નાવિકોને નેલ્સને તપાસ્યા. પોતે અમેરિકનો છે, અને વહાણો તથા તેમાં ભરેલો માલ પણ અમેરિકન છે એ વાત તેમણે કબૂલ કરી. નેલ્સને તેમને પકડ્યાં. આથી તોફાન જાગ્યું. સંસ્થાનિકો, જકાતખાતું, અને ગવર્નર સર્વ તેની સામે હતા. નેલ્સનની સ્થિતિ કફોડી થઈ. અમેરિકન ટંડેલોનો પક્ષ લેવાને ઉપરાણાં થવા માંડ્યાં, નૌકાસેનાપતિ તટસ્થ રહ્યો, અને અમેરિકનોએ નેલ્સનની પાસેથી ૪૦,૦૦૦ પાઉંડની નુકસાની ભરી લેવાને પગલાં ભરવા માડ્યાં. કદાચિત આવી મોટી રકમને માટે પોતાને પકડવામાં આવે એ ભયથી નેલ્સન પોતાના વહાણમાં જ ભરાઈ રહેતો, આવી સ્થિતિમાં આઠ અઠવાડિયાં ગાળ્યાં. તે દરમ્યાન દરિયાઈ ખાતાની અદાલતમાં મુકદ્દમો ચાલ્યો. નેલ્સને પોતાનો બચાવ એવી સરસ રીતે કર્યો કે, તે ચાર વહાણોને અપરાધી ઠરાવવામાં આવ્યાં. આ કામ ચાલતું હતું તે દરમ્યાન નેલ્સને ઈંગ્લાંડના રાજાને એક અરજી કરી હતી, જેને પરિણામે હુકમો કાઢવામાં આવ્યા કે, રાજ્યને ખર્ચે તેનો બચાવ કરવો. તેજ વેળા સેક્રેટરી ઓફ સ્ટેટને અરજીઓ કરી તથા સૂચનાઓ કરી 'રજીસ્ટર એકટ' ઘડાઓ અને પસાર કરાવરાવ્યો. એમાં નેલ્સનના વર્તનની પરોક્ષ રીતે પ્રશંસા થવાથી તેને પરમ સંતોષ થયો. પરંતુ ગ્રેટબ્રિટનના વ્યાપારનું રક્ષણ કરવામાં પ્રવૃત્તિ અને ઉત્સાહ બતાવવા માટે તીજોરી ખાતાએ કમાન્ડરઇન-ચીફનો આભાર માન્યો ત્યારે નેલ્સનને ઘણું માઠું લાગ્યું, અને માઠું લાગવું જ જોઈએ. જે વ્યાપારનું રક્ષણ કરવાનો પ્રથમ વિચાર જ તેના મનમાં સ્ફુર્યો હતો, જેને માટે તેણે સર્વ પ્રકારનો વિરોધ સહન કર્યો હતો અને પોતાના ઉપરીના હુકમોનો પણ અનાદર કરવાની હામ બીડી હતી, જેને માટે શારીરિક પરિશ્રમ, માનસિક

વ્યથાં અને ચિંતા, અને આર્થિક ભોગ વેઠયાં હતાં, તે સઘળી સેવાઓ કર્યાં છતાં પોતાનો આભાર પણ ન મનાય અને ઉલટી રીતે એ કાર્યમાં કેટલેક અંશે વિઘ્નરૂપ થનારનો આભાર માનવામા આવે ત્યારે એવો કયો પ્રામાણિક અને સ્વમાનપૂર્ણ મનુષ્ય હશે કે જેને લાગણી થયા વિના રહે ? પરંતુ પોતાની ફરજ બજાવ્યાથી તેના હૃદયમાં અત્યંત સંતોષ હતો.

વસ્તુસ્થિતિ આવી હોવા છતા, તેને વિસામાનો એક માર્ગ મળ્યો. આ વખતે ડૉ. નિસ્બેટ નામના એક ડૉકટરની વિધવા અરાઢ વર્ષની હતી, તેનો પ્રેમ મેળવવાને નેલ્સન પ્રયત્ન કરતો હતો. રિવાજ પ્રમાણે સંવનન ( Wooing ) ચાલતુ હતું. એ મિસિસ નિસ્બેટને એક ત્રણ વર્ષનો જોશિઆ નામનો પુત્ર હતો. નેલ્સનને તેને માટે ઘણું હેત હતું. ૧૭૮૭ ના માર્ચની ૧૧ મી તારીખે તેમનું લગ્ન થયું. પ્રિન્સ વિલિયમ હેન્રી આગલા શિયાળામા વેસ્ટ ઈંડીઝ આવ્યો હતો, તે પોતાની ખુશીથી *કન્યાદાન આપવાને હાજર રહ્યો હતો. આ લગ્નથી નેલ્સનની નાવિક તરીકેની ઉજ્જવલ કારકીર્દિની હવે પરિસીમા આવી રહે છે; અને એ લગ્ન ઇંગ્લાંડની મહાન્ પ્રજાકીય ખોટ સમાન છે—એવો અભિપ્રાય તે વખતે કેટલાકોએ બાંધ્યો હતો. તેઓ કહેતા કે આ લગ્ન ન થયું હોત તો નેલ્સન મહાન્ વીરનર થાત. પરંતુ પ્રેમે નેલ્સનને કર્તવ્યવિમુખ કર્યો નહિ. લગ્ન સમયે દર્શાવાયલા આવા ભયો ખોટા પડયા. નેલ્સનનો પ્રેમ બલવાન્ હતો, તેમજ તેની કર્તવ્ય ભાવના પણ તીવ્ર હતી. પ્રિયતમાથી દૂર રહેવા છતાં, અને પોતાના નિત્ય કર્તવ્યમાં અત્યંત નિમગ્ન રહ્યાં છતાં, તેને પોતાની પ્રેમમૂર્તિના પ્રેમનું વિસ્મરણ

*એને અંગ્રેજીમાં **to give away the bride** ના નામથી ઓળખવામા આવે છે.

થતું નહિ, ઉલટો તેમાં વધારો થયા કરતો. સમુદ્રનું ખારૂં પાણી અને ગેરહાજરી પ્રેમને ધોઇ નાખે છે, એવી નાવિકોમાં સામાન્ય થઇ પડેલી કહેવત તેણે ખોટી પાડી હતી. પરંતુ જ્યારે દુનીઆમાં તેને કડવા અનુભવો થયા, અને સંતાપ થતો ત્યારે તે પોતાની પ્રેમમૂર્તિના ચિંતનમા વિસામો લેતો, અને તેમાંજ જગતને જોતો. તેના વિના જગતની પણ દરકાર ન કરતો. 'હું ને મારી વહુ, એમાં આવ્યું સહુ' એ કહેવત જનસ્વભાવના ઉંડાં સ્વરૂપોની ઝાંખી કરાવે છે. પાશવવૃત્તિથી પ્રેરાયલી વ્યક્તિને માટે એ કહેવત જેટલી યથાર્થ છે, તેટલીજ, બલ્કે તેથી વધારે શુદ્ધ પ્રેમમાં જેઓ તરબોળ થયાં હોય છે તેમને માટે તે સત્ય છે. ભેદ માત્ર એટલો હોય છે કે, કાળે કરી પાશવવૃત્તિવાળાંની લાગણીનો દેખાતો ઉભરો સ્વલ્પ સમયમા શાંત થઇ જાય છે, જ્યારે શુદ્ધ સ્નેહીના સ્નેહમા નિત્ય વૃદ્ધિ થયા કરે છે. અને લગ્ન એ કેવલ દેહલગ્ન નથી, પરંતુ આત્માઓનું લગ્ન છે, એમ સામાન્યતઃ માનવામાં આવે છે. તેમ તે અવનતિકારક નહિ પણ ઉત્કર્ષજનક છે. શોષક નહિ પણ પોષક છે, એ સત્ય નેલ્સનના જીવનથી દૃઢ થાય છે.

આ સ્થળે નેલ્સન રહ્યો તે દરમ્યાન એક બીજા અનિષ્ટ સામે તેણે બાથ બાઢી. અહિયાં નૌકાખાતાની સાથે સંબંધ ધરાવના કોન્ટ્રેક્ટરો વગેરેની નાણાં ખાઇ જવાની રીતો તેણે પ્રથમ જોઇ ત્યારે તેને સરદારી આપવામાં આવી, અને નૌકાસૈન્યને માટે ખરીદવામાં આવેલા માલને માટે લેણા નીકળતા પૈસાને માટે જ્યારે ભરતીયાં સહીઓ કરવાને આપવામાં આવ્યાં, ત્યારે ખરેખાત, બજાર ભાવે માલ ખરીદવામાં આવ્યો છે કે નહિ, તે જાણવા માટે તેણે મૂળ ચિઠ્ઠીઓ ( vouchers ) માગી: પરંતુ એવી ચિઠ્ઠીઓ આપવામા આવે તો નાણાં વધારે ખાવા સહાય નહિ, માટે એવો રિવાજ જ રાખવામાં આવ્યો ન હતો. આવી રીતે નાણાંનો દુરુપયોગ થવાના સંભવો પણ હોવાથી નેલ્સને તે વેળાના નૌકાસૈન્યના

નિયામક સર ચાર્લ્સ મિડલ્ટનનું ધ્યાન ખેંચ્યું. એનો જવાબ એવા અર્થનો હતો કે, જૂની રૂઢિ ઠીક છે. બીજો ઉપાય ન હોવાથી નેલ્સનને આ ઠગ વિદ્યાને આધીન થવું પડયું. તે પછી એન્ટીગ્યુઆના બે વ્યાપારીઓએ આવીને ખબર આપી કે, જુદાં જુદાં ખાતામાં સરકાર સાથે ઠગાઇ કરવામાં આવી છે, તે અમે જાણીએ છીએ. એ રકમો પણ મોટી હતી. એન્ટીગ્યુઆમાં આંકડો લગભગ ૫,૦૦,૦૦૦ પાઉંડ જેટલો હતો; લ્યુસીમા ૩,૦૦,૦૦૦ પાઉંડ, બાર્બેડોઝમાં ૨,૫૦,૦૦૦ પાઉંડ, અને જમેકામાં ૧૦,૦૦,૦૦૦ પાઉંડથી પણ વધારે. ન્યાય મેળવવાની ભાવનાથી નહિ પરંતુ પોતાની મારફતે સરકાર જેટલાં નાણાં પાછાં મેળવી શકે તેના અમુક ટકા કમીશન ખાવાની લાલચથી પેલા બે વ્યાપારીઓ સરકારને ખબર આપવા બહાર પડયા હતા. નેલ્સને ચોપડા વગેરે તપાસી ખાત્રી કરી કે, સરકારને લૂંટવામાં જ આવતી હતી. જે જે ખાતાં ઠગાયાં હતાં તે તે ખાતા પર ઈંગ્લાંડમાં આ હકીકત નેલ્સને લખી મોકલી; પરંતુ પેલા લોકોએ એટલી બધી ખટપટ કરી કે, તપાસ થતી પણ અટકાવી દીધી, અને નેલ્સનની વિરૂદ્ધ પણ કેટલાક વિચારો ઠસાવી દીધા, જે જલદી દૂર થઇ શકયા નહિ.

આને લીધે ઈંગ્લાંડમાં પાછા ફરતાં, તેની સાથે એવું વર્તન ચલાવવામાં આવ્યું કે, તે નોકરી છોડી દેવાની અણી પર આવી ગયો. "બોરીઆસ" જુન માસમાં ઇંગ્લાંડ આવ્યું. વેસ્ટ ઇંડીઝમાં નેલ્સન ઘણી વેળા ક્ષયરોગથી પીડાતો હતો એમ ધારવામાં આવતું હતું. તેની તબીયત અદ્યાપિ ભયભરી હાલતમાં હતી; છતાં તેના વહાણને જુનથી નવેમ્બરના અંત સુધી તુચ્છ કામને માટે નોરમાં રાખવામાં આવ્યું. આ પ્રકારનું વર્તન ઇરાદાપૂર્વક ચલાવવામાં આવ્યું હતું, તેથી નેલ્સનને ઘણો જ ગુસ્સો ચઢયો. એ પાંચ માસ દરમ્યાન તેણે ભાગ્યે જ પોતાનું વહાણ છોડયું હશે. પોતાની ફરજ

તે સખ્ત પણ સંતપ્ત મનથી બજાવતો હતો. "બોરીઆસ"ને રજા આપવાનો હુકમ આવ્યો તે દિવસે તેણે છુટકારાનો દમ ખેંચ્યો. પોતાની તરફ અયોગ્ય વર્તન ચલાવવામાં આવ્યું હતું તેથી તેને એટલો બધો ગુસ્સો વ્યાપ્યો હતો કે, લંડનમાં જઇને પોતાનાં કમીશનના ઓહ્દાનું રાજીનામું આપવાનો તેણે નિશ્ચય કર્યો, અને તે. તેણે એક અમલદાર સમક્ષ દર્શાવ્યો. આવા હાનિકર પગલામાંથી નેલ્સનને બચાવવાનો તે અમલદારે નિશ્ચય કર્યો. તેણે ફરર્ટ લૉર્ડ ઑફ ઍડમીરલી લૉર્ડ હોવે સાથે ગુપ્ત રીતે લાગવગ ચલાવી. નેલ્સન લંડનમા આવ્યો અને તેને મળ્યો. નેલ્સને સઘળી હકીકત સમજાવી તે ઉપરથી તેને સારો અભિપ્રાય બંધાયો, અને રાજાના દરબાર-લેવીને પ્રથમ દિવસે રાજાની હજુરમાં નેલ્સનને લઇ જવાની તેણે આકાંક્ષા બતાવી. ત્યા નેલ્સનને સરસ આવકાર આપવામાં આવ્યો, તેથી તેની ક્રોધજ્વાલા શમી ગઇ.

આ પ્રમાણે નેલ્સનને ઉત્તેજન મળતાં પેલા ઠગારાઓની સામે વળી પાછો હુમલો તેણે શરૂ કર્યો. મી. રોઝ, મી. પીટ, સર ચાર્લ્સ મિડલ્ટનની મુલાકાતો લીધી અને સંતોષકારક રીતે આરોપો સાબીત કરી બતાવ્યા. તેના વચનો ધ્યાનમાં લેવામાં આવ્યાં, અને તેની ભલામણો પ્રમાણે પ્રત્યેક પગલું ભરાયું. તપાસ પાકે પાયે શરૂ થઇ. કેટલાક ગુન્હેગારોના આરોપો સાબીત થયા, અને તેઓ દંડાયા. સરકારને મોટી રકમનો ફાયદો થયો, અને સંસ્થાનોના બીજા ભાગોમાં પણ એવી અમમચેતીઓ લેવામાં આવી. નેલ્સને સરકારને પોતાના જ પરિશ્રમ અને દીર્ઘમનથી મોટી રકમનો ફાયદો કરી આપ્યો હતો; અને સર્વ કાળે તેમજ સર્વ સ્થળે તે પોતાની ફરજ અદા કરવામાં કુશળતા તથા પ્રામાણિકતા વાપરતો હતો. તો પણ તેની સેવાઓની કદર ચુખ્ખા શબ્દોમાં પણ યોગ્ય રીતે થતી નહિ તો પૈસામાં તો ક્યાંથી જ થાય ! જે કાર્યની સિદ્ધિ માટે:

તેણે અનેક મુશ્કેલીઓ વેઠી હોય તેને માટ બીજાનો ઉપકાર માનવાનાં ઉદાહરણ આપણે વાંચી ગયાં છીએ તેવી જ રીતે તેની સેવાઓને માટે પગાર આદિમાં વધારો મળવાને બદલે બીજાઓને મળતો. આથી નેલ્સનના મનમાં થાય એ કુદરતી છે. તેની લાગણીઓ તેના નીચેના ઉદ્‌ગારોમાં માલૂમ પડે છેઃ—

" મારે અદ્યાપિ શોધમાં મોજાંની સામે થવું જોઇએ. શેની શોધમાં ? અરેરે ! પ્રામાણિકતાનો તો હમણા વિચાર પણ કરવામાં આવતો નથી.પ્રભુજ જાણે છે કે આ નોકરીમાં મારી આર્થિક સ્થિતિ વધારે ખરાબ થઇ છે. મારા દેશની સેવા કરવાનું આટલું ફળ !..., એક અમલદારના મનમાં પ્રથમ વિચાર હોવો જોઇએ તે મેં હંમેશાં નક્કી કરી રાખ્યો છે, અને તેનું દ્રઢતાથી પરિપાલન કર્યું-કે પોતાનું નામ ગુમાવવા કરતાં કૃતઘ્ન દેશની સેવા કરવી ઘણી સારી છે. ભવિષ્યની પ્રજા તેને ન્યાય આપશે. પ્રામાણિકતા અને સત્ય નિશાનો એક સરખો માર્ગ અંતે મનુષ્યને, કીર્તિની નેમે લઇ જવામાં ભાગ્યે જ નિષ્ફળ જાય છે."

બાબેરીના ચાંચીઆઓની સામેની યોજનાઓ પડતી મૂકવાથી નેલ્સન પોતાની પત્ની સાથે પોતાના પિતાને મળવા ગયો. પુત્રનાં દર્શન થવાથી વ્યાધિગ્રસ્ત પિતામાં નવીન જીવનનો સંચાર થયો. તેલ્સનને પોતાની પાસે રહેવાનું દબાણ કરવાથી તેને ત્યાં જ રહેવું પડયું. અહિંયા તે નિર્દોષ રમતગમતોમાં સમય ગાળતો. પરંતુ ચિંતાએ તેનો પીછો છોડયો ન હતો. પેલા ચાર અમેરિકન વહાણોની પીડા પતી ન હતી. અમેરિકનો હવે નુકસાનીના ૨૦,૦૦૦ પાઉંડ માગતા હતા, એ મતલબની એક નોટીસ નેલ્સનને અહિંયા પહોંચાડવામાં આવી હતી. નેલ્સન ખીજવાઇ ગયો. જો સરકાર પોતાને મદદ ન કરે તો દેશનો ત્યાગ કરવાનો નિશ્ચય કરી બેઠો. પરંતુ સરકારે નેલ્સનને મદદ આપવાની તત્પરતા બતાવવાથી એ વાત

એટલેથી જ અટકી. બીજી ચિંતા કાંઇક ધંધો ખોળવાની હતી. નોકરીને માટે અરજીઓ કરી પરંતુ તેની કંઇ અસર ન થઇ તેથી તે અત્યંત ખિન્ન થતો. તે કહેતો: "ધનવાન ન હોવાનો અપરાધ એવો હતો કે, તેને દૂર કરવાને તે અશક્ત હતો, અને તેથી કોઇ પણ મોટા લોકો તેની દરકાર કરતા નહિ." નોકરીને માટે અનેક પ્રયત્નો કર્યા, પરંતુ ઉપરાછાપરી નિષ્ફલતા મળવાથી તે હતાશ થઇ ગયો. ૧૭૯૨ નું વર્ષ સમાપ્ત થયું. અંતે કેટલીક લાગવગથી ૧૭૯૩ ની ૩૦ જાન્યુઆરીએ ૬૪ તોપોના "એગૅમેમ્નોન" પર તેની નીમણૂંક થઇ. આ સમયે *ફ્રેંચ ઉત્ક્રાંતિનો પ્રારંભ થઇ ગયો હતો.

---

* ફ્રાંસમાં જે મહાન્ બળવો થયો હતો તેને ફ્રેંચ ઉત્ક્રાંતિના નામથી ઇતિહાસમાં ઓળખવામાં આવે છે. તેની શરૂઆત ૫ મે ૧૭૮૯ માં થઇ હતી. તેના અંતની તારીખો જુદીજુદી ગણાય છે. ૧૭૯૫ માં કન્વેન્શનનો અંત આવ્યો, અને ૧૭૯૯ માં ડીરેકટોરેટનો અંત આવ્યો અને ૧૮૦૪ માં કોંસ્યુલેટનો અંત આવ્યો. એ જુદી ૩ તારીખોએ એ ઉત્ક્રાંતિનો અંત આવ્યો ગણવામાં આવે છે. તેનાં કારણો સંક્ષેપમાં નીચે પ્રમાણે હતાં; (૧) વર્તમાન સંસ્થાઓને અરાઢમી સદીનો વિનાશક જુસ્સો, (૨) જમીનની અસમાન વહેંચણી અને ખરાબ ખેતી, અને વ્યાપારના અંકુશો; (૩) આપખુદ, ઉમરાવોની બનેલી રાજ્ય વ્યવસ્થા, અને ઉમરાવો તથા ગરીબો અને મધ્યમ વર્ગો વચ્ચેના તીક્ષ્ણ ભેદો; (૪) ભારે કરજ અને વેરા (૫) અમેરિકન બળવાથી પ્રદિપ્ત થયેલી લાગણીઓ: ફ્રાંસમાં તેની મુખ્ય અસર એ થઇ કે, રાજ્યકુટુંબનો અધઃપાત થયો, વર્ગ વર્ગ વચ્ચેના અસમાન ભેદો અને હક્કો દૂર કરવામાં આવ્યા. આ ઉત્ક્રાંતિના ત્રણ મુખ્ય શબ્દો આખી દુનિયામાં મશહુર થઇ ગયા છે: સ્વતંત્રતા, સમાનતા અને બંધુતા."

# પ્રકરણ ત્રીજું.

## ભૂમધ્ય સમુદ્રમાં પરાક્રમો ( ૧૭૯૩–૧૭૯૫ ).

They that go down to the sea in ships,
That do business in great waters.

—*Old Testament.*

લૉર્ડ હુડની સરદારી હેઠળ "અગેમેમ્નોન"ને ભૂમધ્ય સમુદ્રમાં જવાનો હુકમ મળ્યો. એ સમુદ્રોમાં કાફલો આવ્યો તે સમયે ઈંગ્લાંડના રક્ષણ હેઠળ દક્ષિણ ફ્રાંસ પોતાનું અલગ પ્રજાસત્તાક સ્થાપવાને તત્પર હતું; પરંતુ અજ્ઞાન અને દુષ્ટ લોકોએ સારા સિદ્ધાંતોનો દુરૂપયોગ કર્યો હતો. અને ઈંગ્લાંડની સરકારને પ્રજાસત્તાકના નામથી પણ ભય અને તિરસ્કાર ઉપજતાં. આ સુંદર તક મળી તેનો લાભ લોર્ડ હુડથી લઇ શકાયો નહિ; પરંતુ થોડા સમયને માટે ટુલૉના શહેર અને બંદરનો કબજો લેવાના સંદેશા ત્યાંના લોકો સાથે તેણે ચલાવ્યા, અને કબજો લેવાયો પણ ખરો. બ્રિટિશ કાફલો દાખલ થયો તે પહેલા નેપલ્સના દરબારમાં રહેલા અંગ્રેજ એલચી સર વિલિયમ હૅમીલ્ટન પાસે કેટલાક લખોટા સહિત નેલ્સનને મોકલવામાં આવ્યો. સર વિલિયમ હૅમીલ્ટને, તેમ જ લેડી હૅમીલ્ટને નેલ્સનની સરભરા સારી કરી. ધીમે ધીમે એ કુટુંબ સાથે નેલ્સનને ગાઢ પરિચય થતો ગયો, અને તે જીવન પર્યંત ટકી રહ્યો. પરંતુ તેને જ્ઞાન ન હતું કે એ જ પરિચય તેના સાંસારિક સુખનું નિકંદન કાઢશે, અને તેના જીવન પર કલંક ચોંટાડશે.

આ કામ સમાપ્ત થયા પછી, ટ્યુનીસમાં કોમોડર લિંઝીને

જઇ મળવાના હુકમો નેલ્સનને પહોંચ્યા. રસ્તામાં સાર્ડિનિઅના કિનારા નજીક શત્રુનાં પાંચ વહાણો માલુમ પડયાં. "ઍગેમેમ્નોન" પર ફક્ત ત્રણસો પીસ્તાલીસ માણસ હતા. એટલા બળ સાથે નેલ્સન તેમની પાછળ પડયો. એક લડાયક બારકસની પાસે આવી પહોંચતાં લડાઇની શરૂઆત થઇ. ત્રણ કલાક સુધી લડાઇ ચાલી. તે દરમ્યાન બીજાં વહાણો દૂર હતાં તે આવી પહોંચ્યાં. એટલામાં તો શત્રુના વહાણને લગભગ ચૂપ કરી નાખવામાં આવ્યું હતું, પણ અનુકૂળ પવન વાવાથી તે 'ઍગેમેમ્નોન'ની તોપોના મારની હદ બહાર નીકળી ગયું. 'ઍગેમેમ્નોન'નાં દોરડાંને એટલું બધું નુકસાન પહોંચ્યું હતું કે, તે તેની પાછળ જઇ શક્યું નહિ. હવે આટલા બધા શત્રુઓની સામે જોખમાયલી હાલતમાં રહેવું એ સલાહભર્યું લાગ્યું નહિ. થયેલું જોખમ સુધારી લેવાને નેલ્સન ઝપાટાબંધ હુકમો આપતો હતો એવામાં પેલા નાસી છૂટેલા ફ્રેંચ વહાણે પોતાના સાથીઓને દુઃખનું નિશાન બતાવ્યું એટલે "ઍગેમેમ્નોન"ને છંછેડ્યા વિના તેઓ તેની મદદે દોડી ગયા. નેલ્સન ટ્યુનિસમાં કોમોડોર લિંઝીને મળ્યો. ફ્રાંસની બળવાખોર સરકારને મદદ આપવી યોગ્ય નથી એમ ત્યાંના અધિકારીઓને સમજાવવાને માટે કોમોડોર લિંઝીને મોકલવામાં આવ્યો હતો, પરંતુ ત્યાં ફ્રેંચોએ એટલો બધો કાબુ મેળવ્યો હતો કે, એ પ્રયત્નો નિષ્ફલ ગયા. થોડા સમય પછી કૉર્સિકામાં જનરલ પાઓલી અને એંટી-ગૅલીકન્ પક્ષને મદદ કરવા માટે કાફલાની એક ટુકડી સાથે નેલ્સનને મોકલવામાં આવ્યો.

કૉર્સિકાના ટાપુના ઇતિહાસમાં બહુ ઊંડા ઉતરવાની જરૂર નથી. એ ટાપુપર કુદરતની ઘણી કૃપા છે, અને મુર લોકો પિઝાના લોકો, ઍરેગોનના રાજાઓ, અને જીનોઆના લોકો-પ્રત્યેકે તેને થોડો થોડો સમય જીતીને પોતાના કબજામાં રાખ્યો હતો. તેમાં જીનોઆના લોકોની ધુંસરી ભારેમાં ભારે હતી, અને તે ચાલી પણ સર્વથી

વધારે વખત. જીનોઆના સહાયકો ફ્રેંચો હતા. જીનોઆમાં તેમની લાગવગ સારી હતી, એટલે જીનોઆ માટે કૉર્સિકા મેળવવામાં તેઓ પોતાને માટે જ તે મેળવે છે, એમ તેમને લાગ્યું. તેથી તેઓ એ લડાઇમાં ઉતર્યા. વર્સેઇલના દરબારમાં કૉર્સિકનોએ હૃદયસ્પર્શી વિનતિ કરી, પણ વ્યર્થ: તેમણે લશ્કર ઉતાર્યું; પોતાનામાંના કેટલાકોને દેશના રહેવાસીઓના જેવો પોશાક પહેરાવીને મોકલ્યા, અને એ રીતે તેમણે ઘણા દેશભક્તોને ઠગીને તેમનો નાશ કર્યો; ઉભો પાક દ્રાક્ષના છોડ, ઓલાઇવ વગેરે કાપી નાખ્યાં; ગામોને આગ લગાડી, અને તેમના હાથમાં જે બળવાન પુરૂષો આવ્યા તેમને ફાંસીએ દીધા. કૉર્સિકા જેવા નાના અને ઓછી વસ્તીવાળા પ્રદેશમાં આવી જાતની લડાઇ ફતેહમંદ રીતે ચલાવી શકાય. ટાપુને સંપૂર્ણ ગુલામગીરીની દશાએ આણ્યા પછી ફ્રેંચોએ પોતાનું લશ્કર પાછું ખેંચી લીધું. એ લશ્કર પાછું ખેંચાયું કે તરત જ સ્ત્રીઓ, પુરૂષો અને બાલકો સર્વ પોતાને દમનારાઓની સામે ઊઠયાં. હવે સંયોગો તેમને અનુકૂલ હતા; અને સાર્ડિનિઆના મિત્ર તરીકે કેટલાંક બ્રિટિશ વહાણોએ બૅસ્ટીઆ અને સાન્ ફ્લોરેંઝો પર તોપોનો મારો ચલાવ્યો, અને તેમને દેશભક્તોને સોંપ્યા. આ સેવાનું સાભાર સ્મરણ લાંબા સમય સુધી રહ્યું હતુ. ૧૭૪૬ માં કૉર્સિકાએ ગ્રેટબ્રિટનનું સંરક્ષણ માગ્યું, પણ ગ્રેટબ્રિટને એ માગણી માટે સંતોષ દર્શાવી તે વેળા તેનો સ્વીકાર કરવાની ના પાડી. પછી એ શૂરવીર ટાપુવાસીઓએ ગૅફોરી અને માટ્રા નામના બે અગ્રેસરોની હેઠળ પોતાનું જ રાજ્યતંત્ર ગોઠવ્યું. ગૅફોરીએ ૧૭૫૩ સુધી કાર્યભાર ચલાવ્યો. તેણે જીનોઆના લોકો સામે યુદ્ધ કર્યું. ૧૭૫૩ માં તેની હત્યા કરવામાં આવી. પરંતુ તે કૉર્સિકાને એવી સ્થિતિમાં મૂકી ગયો હતો કે, કોઇ પણ અગ્રેસર વિના તેના મૃત્યુ પછી તેઓ યુદ્ધ ચલાવી શકયા. છેવટે કૉર્સિકનોને પાસ્કવેલ ડી પાઓલી નામનો

અગ્રેસર મળી આવ્યો. પાઓલીએ લગામ હાથમાં લીધી ત્યારે સઘળું અસ્તવ્યસ્ત થઇ ગયું હતું: પ્રજાસત્તાક રાજ્યતંત્રની તેણે સ્થાપના કરી, જેનું અગ્રેસરપણું પાઓલીને આપવામાં આવ્યું: તેણે કાયદાની સત્તા પાછી બેસારી; એક વિદ્યાપીઠની સ્થાપના કરી; અને અનિષ્ટ પદ્ધતિઓ દાબી દેવાને અને ભવિષ્યની પ્રજાને સન્માર્ગે દોરવાને એવી યોજનાઓ કરી કે, જો ફ્રેંચો વચ્ચે પડયા ન હોત તો આજે કૉર્સિકા ઘણી આબાદ અને સ્વતંત્ર સ્થિતિમાં હોત. આ સમયે જીનોઆના લોકોને તેમનાં કીલ્લેબંધ શહેરોમાંથી હાંકી કાઢવામાં આવ્યા હતા, અને ટૂંક મુદતમાં તેમને ઉચાળા ભરાવવામાં આવ્યા હોત. ફ્રાન્સને જીનોઆનું કેટલાક લાખ લીવરનું દેવું હતું. આ નાણાં આપવાની સગવડ ન હતી. એટલે ફ્રેંચ પ્રધાને જીનોઆના લોકો આગળ દરખાસ્ત મૂકી કે, દેવું આપવાને બદલે કૉર્સિકામાં ચાર વર્ષ સુધી છ ટુકડીઓ મોકલવામાં આવશે. ફ્રેંચોનો આશય માત્ર જીનોઆનું કરજ ફેડવાનો હતો, અને ટાપુમાં તેમની હાજરીથી એ આશય સફળ થયો, એટલે લોકોને તેઓ વધારે ઉપદ્રવ કરતા નહિ. ઇંગ્લાંડનું વર્તન પણ ઉપાલંભ રહિત ન હતું. પેરીસની સુલેહ થયા પછી ઇંગ્લાંડની સરકારે જાહેરનામું બહાર પાડયું કે, કૉર્સિકાના બંડખોરો સાથે કોઇ પણ પ્રકારનો વ્યવહાર રાખવો નહિ. મેકબ્રિટન આમ કરશે એવી આશા પાઓલીએ રાખી ન હતી. ફ્રેંચોની મંદતા અને જીનોઆના લોકોની નબળાઇનો લાભ લઇને પાઓલીએ લોકોને સુધારવાની યોજનાઓ અમલમાં મૂકી.

પરંતુ ચાર વર્ષ પૂરાં થયા પછી ૪ કરોડ લીવર આપીને જીનોઆ પાસેથી ફ્રાન્સે કૉર્સિકા ખરીદી લીધું. ફ્રાન્સ કૉર્સિકાનો કબજો લે તે સામે ઘણો જ સખ્ત વિરોધ દર્શાવવામાં આવ્યો, પરંતુ સઘળું વ્યર્થ. એમનો પક્ષ લેનાર કોઇ પણ રાજ્ય નીકળ્યું નહિ. અને ફ્રેંચોએ ત્યાંએ તેટલું લશ્કર મોકલાવ્યા કર્યું. જો પાઓલી

ફ્રેંચ સરકારની હકુમત હેઠળ રાજ્ય ચલાવે તો તેને મુખ્ય સત્તા, આપવાનું ફ્રેંચોએ કહ્યું. તેણે કડક જવાબ છાતીમાં માર્યો. ગરીબમાં ગરીબ કૉર્સિકનને જે વાત પ્રિય અને હિતકર હતી તેનો પોતે ઘાત કરે તે પહેલાં પોતાની આસપાસ આવી રહેલા ખડકો પીગળી જવા જોઇએ, એવો ઉત્તર તેણે આપ્યો. તેનું માથું આણી આપ-નારને ઇનામ આપવામાં આવશે, એવો ઢંઢેરો પીટવામાં આવ્યો. બે હલ્લામાં તો પાઓલીએ તેમને હંફાવ્યા. પણ છેવટે તેનો પરાજય થયો. તેને કિનારે હાંકી કાઢવામાં આવ્યો. તે એક વહાણમાં છટકી નાઠો, અને ઈંગ્લાંડને શરણે ગયો. ઇંગ્લાંડમાં પાઓલીને માનપૂર્વક આવકાર આપવામાં આવ્યો, ૧૨૦૦ પાઉંડનું પેન્શન તેને તરત જ આપવામાં આવ્યું, અને તેના મોટાભાઇ તથા ભત્રીજા માટે પણ વ્યવસ્થા કરવામાં આવી. પાઓલી આશરે વીશ વર્ષ ઇંગ્લાંડમાં રહ્યો. ફ્રેંચ ઉત્ક્રાંતિની શરૂઆત થઇ, ત્યારે કોર્સિકાના પુનરૂદ્ધારનો કાળ સમીપ દેખાયો. એક જ જુસ્સાથી પ્રેરાઇને આખો દેશ ઊઠયો, અને સ્વતંત્રતાની માગણી કરી. એ ટાપુને ફ્રાન્સના એક ખાતા તરીકે સ્વીકારનાર ઠરાવ ફ્રાન્સની *પ્રજાકીય સમિતિ (નેશનલ એસેમ્બ્લી) એ પસાર કર્યો; એથી નવા ફ્રેંચ રાજ્યતંત્રના સઘળા હક્કો તેને મળ્યા. આથી કોર્સિકનો સંતુષ્ટ થયા, જો કે તેમને ખરી રીતે સંતોષ થવો જોઇતો ન હતો. હવે પાઓલીનો સુવાનીનો જુસ્સો જતો રહ્યો હતો, તેથી તેણે પોતાના દેશબંધુઓને સંતુષ્ટ થએલા જોઇને પોતાને દેશ

---

*ફ્રેંચ ઇતિહાસમાં ઉત્ક્રાંતિના સમયની સમિતિઓમાંની આ પ્રથમ સમિતિ હતી, જેનું અસ્તિત્વ ૧૭૮૯ થી ૧૭૯૧ સુધી હતું. સ્ટેટ્સ જનરલ ૫ મી મે ૧૭૮૯ એ ઊઘાડવામાં આવ્યા હતા, પરંતુ ૩ જી જુને ત્રીજા એસ્ટેટે આ નામ (પ્રજાકીય સમિતિનું) ધારણ કર્યું, અને બાકીનાં બે એસ્ટેટો તેમાં જ સમાઇ ગયાં.

પાછાં ફરવાનું મન થયું. ૧૭૯૦ માં તેણે પોતાના પેન્શનનું રાજીનામું આપ્યું, અને ફ્રાન્સને વફાદાર રહેવાના સોગંદ લેતી વખતે કોર્સિકન પ્રતિનિધિઓની સા● તે સમિતિ સમક્ષ હાજર રહ્યો. પરંતુ ફ્રેંચ ઉત્ક્રાંતિ પછી સારાં સારાં ફળોની સઘળી આશાઓ ધૂળમાં મળી ગઇ. રાજાનો વધ કરવામાં આવ્યા પછી, અંદરોઅંદર દેશમાં લડાઇ સળગી ઉઠશે એમ જોઇને ફ્રેંચ પ્રજાસત્તાક અને કોર્સિકા વચ્ચેનો સંબંધ તોડી નાખવાને તે કટિબદ્ધ થયો. આવા કાવત્રાનો શક આવવાથી કન્વેન્શને ( એની સ્થાપના ૨૦ મી સપ્ટેંબર, ૧૭૯૨ માં કરવામાં આવી હતી. ) પાઓલીને પોતાની સન્મુખ રજુ થવાનો હુકમ કર્યો. પાઓલીએ પોતાની વૃદ્ધાવસ્થા અને નબળાઇનું બહાનું બનાવ્યું, અને હાજર ન થયો. બીજો વધારે તાકીદનો હુકમ કરવામાં આવ્યો, અને કોર્સિકામાં રહેલું ફ્રેંચ લશ્કર તેની સામે થયું; પરંતુ લોકો તેના પક્ષમાં હતા. ટાપુની રાજ્યધાનીની કોર્ટેમા તે ગયો અને પહેલાં જે પદવી તેણે ભોગવી હતી, તે પદવી તેને આપવામાં આવી. કન્વેન્શને તેને બંડખોર ગણી કાઢ્યો, અને પકડવાના પ્રયત્નો કરવા માંડ્યા.

હવે પાઓલીએ લૉર્ડ હુડ સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો, અને અંગ્રેજો સેંટ ફાયોરેંઝો પર સમુદ્રની બાજુથી હુમલો કરે તો તે જ સમયે પોતે જમીન માર્ગે હુમલો કરવાનું વચન આપ્યું. આ વચન પાળવાને તે અશક્ત બન્યો, અને તેના વચન પર વિશ્વાસ રાખીને કોમોડોર લિન્ઝીને એ કામ પર મોકલવામાં આવ્યો હતો તેને, પાછો હાંકી કાઢવામાં આવ્યો; અને તેનાં કેટલાંક માણસો માર્યાં. લૉર્ડ હુડને હવે હુલ્લો ખડો કરવાની ફરજ પાડવામાં આવી. તેને સદેહ આવ્યો કે, પાઓલીએ ઇરાદાપૂર્વક દગાઇ કરી. થોડા સમય પછી લેફ્ટેનન્ટ-કર્નલ મુર અને મેજર કિહ્લરને યુદ્ધનો વિચાર કરવાને મોકલાવ્યા. સર ગિલ્બર્ટ ઇલિઅટ

તેમની સાથે ગયો; અને એમ કબૂલ કરવામાં આવ્યું કે, ફ્રેંચોને હાંકી કાઢવામાં ખુસ્કી તથા નૌકા સૈન્યની મદદ ગ્રેટબ્રિટન સાથેના સંબંધને માટે જે નિર્ણય કરવામાં આવે તે માન્ય રાખવાનું પ્રથમથી વચન આપવું. આ પ્રમાણે મસલત ચાલતી હતી, તેવામાં દુસ્મન જરૂરી ચીજો સંગ્રહી ન લે તે જોવાને નેલ્સન કાફલાની એક ટુકડી લઇને લટાર મારવા નીકળ્યો. સેંટ ફાયોરેન્ઝોની તદન નજીક ફ્રેંચોની એક ઘંટી હતી, ત્યા સોટનો એક કોઠાર હતો. નેલ્સને તક સાધીને એકસો વીસ માણસો જમીન પર ઉતાર્યા, તેમણે સોટને સમુદ્રમાં પધરાવી દીધો, ઘંટી ફૂંકી મૂકી અને તેમની સામે મોકલવામાં આવેલા એક હજાર માણસો વાળ પણ વાંકો કરી શકે તે પહેલાં તેઓ પાછા વહાણ પર ચઢી ગયા. આ પ્રમાણે નેલ્સન તેમની ખોરાકી અટકાવવાના, લખોટા પડાવી લેવાના, અને સીમા પરનાં તેમનાં થાણાં અને કીલ્લાઓ પર હુમલા કરવાના ઉદ્યમમાં પડ્યો હતો, એવામાં જમીન પર લશ્કર ઉતારવામા આવ્યું; અને સેંટ ફાયોરેન્ઝોને ઘેરો ઘાલવામા આવ્યો. ફ્રેંચો ટકાવ કરવાને અશક્ત બન્યા તેમણે પોતાનું એક લડાયક બારકસ ડુબાડી દીધું, બીજાને આગ લગાડી, અને બેસ્ટીયામા જઇ ભરાયા. ખુશ્કી લશ્કરની સરદારી જનરલ ડંડાઝને મળેલી હતી, તેને બેસ્ટીયા સર કરવાની યોજના લૉર્ડ હુડે આપી. જીબ્રાલ્ટરમાથી નવા ૨૦,૦૦ માણસો આવવાની આશા હતી, તેમના વિના એ જગા લેવાનો પ્રયત્ન અવ્યાવહારિક લાગવાથી જનરલે તેમ કરવા ના પાડી. પોતાના નૌકાબળ વડે જ તે લેવાનો લૉર્ડ હુડે નિશ્ચય કર્યો; અને હ્યૅ આગળ કાફલાનો એક ભાગ રહેવા દઇ, બાકીના ભાગ સાથે તે બેસ્ટીઆ આવ્યો.

લૉર્ડ હુડે પોતાની સાથે નેલ્સનને આણ્યો હતો. નેલ્સનના શૌર્ય અને બુદ્ધિપર લૉર્ડ હુડને વિશ્વાસ હતો, તેથી વધારે વયોવૃદ્ધ કેપ્ટન

(ટર્ક્સ) તેણે પોતાની સાથે લીધો ન હતો. જનરલ ડંડાઝની પછી જનરલ ડુબ્લાન્ટ આવ્યો હતો; પરંતુ તેણે પણ કાંઇ મદદ આપી નહિ. તેથી લૉર્ડ હુડ એકલે હાથે ઝઝુમવા લાગ્યો. ૧૧૮૩ સીપાઇઓ, તોપચીઓ અને નાવિકો અને ૨૫૦ ખલાસીઓની મદદથી તેણે ઘેરો નાખ્યો. એ માણસોને ૧૭૯૪ની ૪થી એપ્રીલે લેફ્ટેનન્ટ-કર્નલ વાયલ્લેટીસ અને નેલ્સનની સરદારી હેઠળ જમીન પર ઉતારવામાં આવ્યા. જે ઉંચાઇએ તોપો ચઢાવવી લગભગ અશક્ય દેખાતી હતી ત્યાં ખલાસીઓ તોપો ઘસડી ગયા. જનરલે ના પાડવાથી જે વખત ફ્રેંચોને મળ્યો હતો, તેનો તેમણે ઉત્તમ લાભ લીધો. નવાં બાંધકામ શરૂ કરવામાં આવ્યા હતાં, જૂનાંનું સમારકામ ચાલતું હતું, અને ઘેરાની મુશ્કેલીમાં એ રીતે વધારો કરવામાં આવ્યો હતો. ફ્રેંચોએ પ્રારંભમા મોટી આશાઓ રાખી હતી, પરંતુ તેઓ અડગતાપૂર્વક ઘેરો ખમી શક્યા નહિ. ૧૯ મી મે એ શરણે થવાથી સુલેહનો પ્રારંભ થયો, અને બીજે દિવસે બેસ્ટીયાનો કબજો લેવાને જનરલ ડૉબાન્ટ આવી પહોંચ્યો. વ્યાવહારિક રીતે બેસ્ટીયા જીતનાર નેલ્સન જ હતો, પરંતુ લૉર્ડ હુડે ખાનગીમાં તેમ-જ જાહેર રીતે ઉપકાર માન્યો, તે વિના તેની સેવાઓની બીજી કદર, હમેશના રિવાજ પ્રમાણે, કરવામાં આવી નહિ.

હવે જનરલ સર ચાર્લ્સ સ્ટુઅર્ટે કાલ્વીને ઘેરો ઘાલ્યો હતો તેમાં મદદ કરવા 'ઍગમેમ્નોન'ને મોકલી આપવામાં આવ્યું, અહિંયાં ખરાબ મોસમને લીધે ફેલાયલા વ્યાધિએ શત્રુના કરતાં વધારે નુકસાન કર્યું. નેલ્સનની તબીયત પર પણ હુમલા થતા, પરંતુ કોઇ વ્યાધિ ઘર કરી રહ્યો નહિ, એટલું ઠીક થયું. દુશ્મનની ખુવારી ઝાઝી થઇ ન હતી, પરંતુ નેલ્સનને પોતાને ગંભીર ઇજા થઇ. તેની પાસેની જમીન પર એક ગોળો આવી પડ્યો, અને તેથી ઉડેલી રેતી તથા ઝીણી કાંકરી એક આંખમાં પડી. તે વેળા એ ઇજા મન પર

લીધા નહિ, પરંતુ એ આંખે નેલ્સન આંધળો થયો. કાલ્વી પડયું. પરંતુ નેલ્સનની ઉજ્જ્વલ સેવાઓ અંધારામાં રહી ગઇ. એમાં દોષ લૉર્ડ હુડનો નહિ પરંતુ તે સમયના રાજ્યતન્ત્રનો હતો. નેલ્સનને આથી લાગી આવ્યું. આ સમયે (સપ્ટેમ્બર, ૧૭૯૪) તેના વહાણ પરના માણસોની તબીયત એકદમ લથડી ગઇ હતી. એટલામાં એને લખોટા લઇ જીનોઆ મુકામે મી. ડ્રેક પાસે મોકલવામાં આવ્યો. તે સમયે જીનોઆની સરહદમાં ફ્રેંચોએ વેડો ઉપસાગરનો કબજો લીધો હતો, અને નેલ્સને અટકળ કરી કે, જો ઇટલી પર હુમલો કરવાનો તેમણે વિચાર કર્યો હશે તો આવતી વસંત ઋતુમાં તેઓ તે કાર્ય પાર પાડશે. લૉર્ડ હુડ ઇંગ્લાંડ ગયો હતો, અને ઍડમીરલ હોથેમને સરદારી મળી હતી. ભૂમધ્ય સમુદ્રમાંનો મામલો ચિંતા ઉપજાવે એવો હતો. શત્રુઓના પ્રપંચો અને તેમનું બળ વૃદ્ધિ પામતાં હતાં. ફ્રાસની પ્રમાણિકતા પર આધાર રાખીને, ટરકની એ સુલેહ કરી, એટલે તે વસ્તુતઃ ફ્રાંસના હાથમાં સપડાયું કૉર્સિકાનો ટાપુ ભયમાં હતો અંગ્રેજોએ તેને પોતાને કબજે કરીને ગ્રેટ બ્રિટનના તાજને માટે ખાલસા કર્યો હતો, અને પોતાના જેવું સ્વતન્ત્ર રાજ્યતન્ત્ર તેને આપ્યું હતું. ત્યાના રહેવાસીઓની બહુમતીથી એમ કરવામા આવ્યું હતું. પરંતુ અંગ્રેજોએ તેમાં ડહાપણ વાપર્યું ન હતું. પોતાની મેળે સ્વતન્ત્ર સંસ્થાન બની શકે એવડો મોટો એ ટાપુ હતો; અને જ્યાં સુધી અંગ્રેજોના શરણની જરૂર પડે ત્યાં સુધી જ તેવા રક્ષણ હેઠળ તેમને સ્વતન્ત્રતા આપવી જોઇતી હતી. પરિણામ એ આવત કે, કૉર્સિકામાં પ્રજાકીય જુસ્સો ઉત્પન્ન થાત. પરંતુ હવે તો એક પક્ષે દેશ ઇંગ્લાંડને આપી દીધો હતો, એટલે બીજો પક્ષ ફ્રાંસને આપવાની તરફેણમાં હ્મ્યો. ફ્રેંચો પોતાની રાજનીતિ તથા પોતાના કાવાદાવાથી વધતી જતી લાગવગ મેળવતા હવે કૉર્સિકા પર ભય ઝઝુમવા લાગ્યો. સમુદ્ર પર

અંગ્રેજોની સામે થવાની ફ્રેંચોએ હવે હામ બીડી ભૂમધ્ય સમુદ્રમાં તેમનો કાફલો ચઢીયાતા બળનો હતો, અને અંગ્રેજોને શોધી કાઢી તેમની સાથે યુદ્ધ કરવાના સ્પષ્ટ હુકમો સાથે તેને મોકલવામાં આવ્યો હતો. ઍડમીરલ હોથેમને (માર્ચ ૮, ૧૭૯૫) લેઘોર્નમાં આ સમાચાર મળ્યા, અને તરત જ તે તેમની શોધમાં ઉપડયો. તેની પાસે બધાં મળીને પંદર વહાણો હતાં, ત્યારે ફ્રેંચોનાં વહાણોની સંખ્યા ૨૨ ની હતી. અંગ્રેજોના માણસોની સંખ્યા પણ ઘણી ઓછી હતી. માત્ર તેમની પાસે સાત હજાર બસોને પચાશ માણસો હતા ત્યારે શત્રુનું બળ સોળ હજાર નવસોનું હતું. સત્વર તેમનો ભેટો થયો, અને યુદ્ધ થશે એવી આશા બંધાઇ. ફ્રેંચ સરકારને પોતાના નૌકા બળના ચઢીયાતાપણા વિષે બહુ વિશ્વાસ હતો, પરંતુ નૌકાબળના અમલદારોમાં એવી લાગણી ન હતી. અંગ્રેજ કાફલાની નજર આગળ એક દિવસ સુધી, આમ તેમ હરફર કરી દાવપેચ ખેલ્યા, જે પછી તેમણે અગિયારા ગણ્યા. અંગ્રેજ કાફલો તેમની પાછળ પડયો. કેટલાંક વહાણો વચ્ચે ઝપાઝપી થઇ. પહેલા દિવસનું પરિણામ બહુ સારૂં ન આવ્યું. બીજે દિવસે એવી જ લડાઇ થઇ, તેમા બે ફ્રેંચ વહાણો તાબે થયાં. એ બે વહાણોને કબજે રાખીને બાકીના કાફલાની પૂઠ પકડવાની સૂચના નેલ્સને કરી, પરંતુ ઍડમીરલ હોથેમે એટલેથી જ સંતોષ માનવાનું કહ્યું. આવાં ઉત્સાહભંગ વચનોથી નેલ્સનના હૃદયમાં કેવી લાગણીઓ થઇ તે તેણે લખેલા એક પત્રનાં નીચેનાં વાકયો પરથી માલૂમ પડે છે. "હું નૌકાસેનાપતિ બનીને અંગ્રેજ કાફલાનો નાયક થવા ઇચ્છા રાખું છું. અતિ શીઘ્રતાથી કાં તો હું ઘણું કામ કરી નાખું અથવા ખરાબ થાઉં. નિઃસત્વ અને મંદ કાર્યોને મારી પ્રકૃતિ સહી શકતી નથી. મને ખાત્રી છે કે, જો ૧૪ મી એ સરદારી મારા હાથમાં હોત તો સમગ્ર ફ્રેંચ કાફલાએ મારા વિજયને દીપાવ્યો હોત;

અથવા હું કફોડી દુર્ગતિમાં હોત. " તેના કહેવા પ્રમાણે કામ લેવામાં આવ્યું હોત તો તે વેળા શું બન્યું હોત એ પોતાની ભવિષ્યસૂચક લાગણીઓથી તે જોઇ શકયો હતો. અને અબુકર તથા ટ્રફાલગરનાં યુદ્ધોના પરિણામો પરથી આપણે પણ તે જાણીએ છીએ.

ઍડમીરલ હોથેમના આ પગલાથી કોર્સિકાનું તત્કાળ તો સંરક્ષણ થયું; પરંતુ સંપૂર્ણ વિજય મેળવાયો ન હતો, અને કેટલાંક નવાં વહાણો ઉમેરાવાથી ફ્રેંચ કાફલાના બળમાં એટલો બધો વધારો થયો હતો કે, જો તેનો ઉપયોગ કરતાં તેમને આવડયો હોત તો ભૂમધ્ય સમુદ્રમાંના બ્રિટિશ કાફલાને તેમણે જોખમમા નાખી દીધો હોત. થોડો સમય થયાં બ્રિટિશ કાફલાની દરકાર કરવામાં આવી ન હતી, પૂરતી સંખ્યામાં વહાણો આપવામાં આવતાં ન હતાં. આવી હાનિકારક કરકસરની ખરાબ અસરો કેવી થાય છે તે સમજાવવાને લૉર્ડ હુડ ઈંગ્લાંડ ગયો હતો. અને પોતે આવશ્યક ધારેલી મદદ મળી નહિ તેથી તેણે પોતાના ઓદ્દાનું રાજીનામું આપી દીધું. આવી સ્થિતિ હતી એટલામાં વાત સંભળાઇ કે, ફ્રેંચો ૧૮ થી ૨૦ વહાણો લઇ બહાર પડયા છે. હવે નૌકાયુદ્ધ થાય તો શી સ્થિતિ ? છેવટે ઍડમીરલ વંન ઇંગ્લાંડથી આખાં પાંચ વહાણો લઇ આવી પહોંચ્યો. આટલાજ વહાણો આવેલાં જોઇ નેલ્સનને કાઇક નિરાશા ઉપજી; તે ચીઢાયો.

એ સમયે (૧ જુને) નેલ્સનને કર્નલ ઑફ મરીંસનો ઓદ્દો આપવામાં આવ્યો, આ નવી નિમણૂંક વેળાસર થઇ હતી, કેમકે પોતાની સેવાની યોગ્ય પીછાણ થઇ નથી એવા વિચારથી તે ઉત્સાહભંગ થનો હતો. હવે નેલ્સન નવા કામ પર ચઢયો. રીવીએરા ડી જીનોઆમાંથી ફ્રેંચોને હાંકી કાઢવાને જનરલ ડી વિન્સના ઉપરીપણા હેઠળ ઑસ્ટ્રીઅન અને સાર્ડિનિઅન લશ્કરોએ બ્રિટિશ કાફલા-

# પ્રકરણ ૪.

## નેપોલીયન બોનાપાર્ટની સામે—કેડીઝનો ઘેરો.

( ૧૭૯૫-૧૭૯૭ )

To each his sufferings; all are men
Condemn'd alike to groan,—
The tender for another's pain,
The unfeeling for his own.

—*Gray*.

ભૂમધ્ય સમુદ્રના કાફલાની સરદારી હવે સર જૉન જર્વાસે લીધી હતી "ઍગૅમેમ્નોન" ને જેમ તેમ ઠીકઠાક કરી નેલ્સન લેઘોર્નથી નીકળી ફ્યોરેંઝો ઉપસાગરમા આવી તેને મળ્યો. તેણે નેલ્સનને સારો આવકાર આપ્યો, તેથી કેટલાકોને ઇર્ષ્યા થઇ આવી. નેલ્સને ઘણાં કારણોને લીધે ઈંગ્લાંડ પાછા ફરવાની ઇચ્છા બતાવી, પરન્તુ સર જૉને તેને જવા દેવાની ના પાડી, તેથી તેણે જીનોઆના અખાતમા એકવાર ફરીથી પોતાની જગા લીધી. તે દિશામાં ફ્રેન્ચો પોતાના વિજય પછી ઝાઝો લાભ મેળવી શક્યા ન હતા. ફ્રેન્ચ સરદાર શેરર કરીને હતો, તે સરદારીને માટે અયોગ્ય હતો. તેની જગા હવે બોનાપાર્ટને આપવામાં આવી. બોનાપાર્ટે પોતાની લડાયક કુશલતા ટુલોમાં બતાવી હતી, પરન્તુ અત્યાર સુધી તે પ્રસિદ્ધિ પામ્યો ન હતો.

નેલ્સનને ખબર મળી હતી કે, ફ્રેન્ચ લશ્કરની એક ટુકડી એસ્પેસ્યા બંદર લેશે. એ અટકાવવાને વૅડો ઉપસાગર અથવા એસ્પેસ્યા બંદર લેવાનો નેલ્સને વિચાર કર્યો. જો આ બેમાંથી એક પણ હાથમાં આવે તો સમુદ્ર માર્ગે ફ્રેન્ચોનો હુમલો અશકય બને. હવે ઑસ્ટ્રીઅન અને સાર્ડિનિઅન લશ્કરની સરદારી ડીવિન્સ પછી જનરલ બ્યુલોએ લીધી હતી. તેણે વૉલ્ટ્રીના મથકપર હુમલો કરવાનો હુકમ કર્યો. પરન્તુ ઠરાવેલા સમય કરતાં ૧૨ કલાક પૂર્વે, અને તે જાતે આવી પહોંચે તે પહેલાં, હુમલાની શરૂઆત કરી દેવામાં આવી. પરિણામે ફ્રેન્ચો પાછા હઠી શક્યા, અને તેઓએ મોન્ટીનોટેનો આશ્રય લીધો, એટલે મોન્ટીનોટેમાંના લશ્કરની સંખ્યા હુમલો કરનાર લશ્કર કરતાં વધી ગઇ. એથી ઑસ્ટ્રીઅનોનો પરાજય થયો. બોનાપાર્ટે આ વિજયનો અપૂર્વ ત્વરાથી લાભ લીધો, અને એક પખવાડિઆમાં તુરીનની સરકારને તાબે કરી સુલેહની શરતો કરાવી, જે શરતો અનુસાર પિડમન્ટની મજબૂત જગાઓ તેના હાથમાં આવી.

માત્ર એક જ પ્રસંગે આ નવીન વિજેતાની પ્રગતિ નેલ્સન અટકાવી શક્યો. માન્ટુઆના ઘેરાને માટે તોપો અને દારૂગોળાથી ભરેલાં ૭ વહાણો તુલૉંથી સેંટપીયર ડ'એરીના જવા ઉપડયાં. "મેલીએગરમાં" કેપ્ટન કોકબર્નની સહાયથી તેમને એક તોપખાનાનો આશ્રય લેવાની નેલ્સનને ફરજ પાડી, તે તેમની પાછળ પડયો, તોપખાનાં ચૂપ કરી નાખ્યાં, અને સઘળો સરંજામ પકડયો. ફ્રેન્ચોને માન્ટુઆનો ઘેરો ઉઠાવી લેવાની ફરજ પાડનાર મુખ્ય કારણોમાંનું એક કારણ એ દારૂગોળા આદિનું નુકસાન હતું. પરન્તુ મિત્ર રાજ્યોનાં લશ્કરોમા અને સભાઓમાં એટલી બધી ખટપટ અને એટલી બધી નિર્વીર્યતા હતી કે, આ વિજયનો લાભ ઑસ્ટ્રીઅનો લઇ શક્યા નહિ. બોનાપાર્ટે જોયું કે, સમગ્ર ઇટલી

જીતી શકાય એમ હતું. તહનામાં, તટસ્થ રાજ્યો તથા મિત્રોની પણ અવગણના કરીને તે ટરકનીમાં દાખલ થયો; અને સેપોર્ટોનો કબજો લીધો. આ હીલચાલને પરિણામે નેલ્સને તે બંદરને ઘેરો ઘાલ્યો, અને પોર્ટો ફેરેરોનો કબજો મેળવવાને એલ્બાના ટાપુમાં બ્રિટિશ લશ્કર ઉતાર્યું. પછી તરત જ કૅપ્રેજાના ટાપુ લીધો. એ ટાપુ પ્રથમ કોર્સિકાનો હતો, પરંતુ કોર્સિકા ફ્રેન્ચોને આપી દીધા પછી જીનોઆએ પોતાને માટે રાખ્યો હતો. હવે જીનોઆ ફ્રાન્સનો પક્ષ લેતું હતું. તેની સરકારે લાંબા વખતથી ફ્રેંચોને ગુપ્ત મદદ આપી હતી, અને પોતાનાં બંદરોમાંથી અંગ્રેજોને દૂર કરવાની જરૂર તેમણે જોઇ. પરિણામે કૅપ્રેજા તેમણે પકડ્યું, પરન્તુ પછીથી તેમણે કાંઇ જોર માર્યું નહિ. ઇંગ્લાંડે આ સમયે યુરોપખંડપરનાં પોતાનાં મિત્રરાજ્યો પર ઘણો આધાર રાખ્યો હતો. યુદ્ધ કરવાના એક્સંપમાં ફ્રાન્સ સાથે સ્પેન ઊતરે કે તરત જ કોર્સિકા ખાલી કરવાનો બ્રિટિશ મંત્રીમંડળે નિશ્ચય કર્યો હતો. સ્પેનને સુલેહ કરવાની ફરજ પડી ત્યારથી જ આમ બનશે એમ પ્રથમથી માલુમ પડી ગયું હતું; અને બન્યું પણ તેમ જ; અને ટાપુ ખાલી કરવાના હુકમો વિના વિલંબે કાઢવામાં આવ્યા. બ્રિટિશ પ્રદેશ સાથે આ ટાપુ જોડી દેવામાં ડહાપણ ન હતું, પરંતુ તેમ કર્યા પછી તેનો આ પ્રમાણે ત્યાગ કરવો એ શરમાવનારૂં હતું.

વાઇસરૉય, સર ગિલ્બર્ટ ઇલીઅટને આ પ્રમાણે ટાપુ ખાલી કરવાના ગેરડહાપણ અને માનહાનિથી પાકું લાગી આવ્યું. કાફલાને પણ ભૂમધ્ય સમુદ્રનો ત્યાગ કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો. સર ગિલ્બર્ટ ઇલીઅટ એમ માનતો કે, બ્રિટિશ સરકારના અનેક લાભોથી કોર્સિકનોની મોટી સંખ્યા સંપૂર્ણ સંતોષ પામી હતી અને તેને વફાદાર બની હતી. તે ગમે તેમ હોય પણ જ્યારે તેમને માલુમ પડ્યું કે અંગ્રેજો ટાપુ છોડી જવાનો ઇરાદો રાખે છે, ત્યારે

કુદરતી રીતે તેમને ફ્રેંચો સાથે સુલેહ કરવાની અને મૈત્રિ બાંધવાની ફરજ પડી. ત્રીશ જણની એક સભાએ બેસ્ટીઆનું રાજ્યતન્ત્ર પોતાના હાથમાં લીધું, અને બ્રિટિશ મીલ્કત જપ્ત કરી; દરેક સ્થળે હથીયારબંધ કોર્સિકનો ચોકી કરવા ઉભા અને વાયસરોયને પકડવાનું કાવત્રુ રચવામાં આવ્યું. તેને ખાલી કરવાના કામપર દેખરેખ રાખવાને નેલ્સનને નીમવામાં આવ્યો હતો. તેણે એ કાવત્રાંને લગતી સર્વ યોજનાઓ નિષ્ફલ કરી નાંખી. માલનો જથો, તોપો, ખોરાક અથવા કોઇ પણ જાતની મિલ્કત બચાવી નહિ શકાય એવી દરેકને નિરાશા ઉપજી હતી. અને સઘળી હોડીઓને જતી આવતી અટકાવવાને માટે પુસ્તાના મથાળા આગળ એક ખાનગી વહાણ આડું લાંગરવામાં આવ્યું, ત્યારે નેલ્સને સભાને કહેવરાવ્યું કે, બ્રિટિશ મિલ્કતને વહાણો પર ચઢાવવામા કે લઇ જવામા સ્વલ્પ વિરોધ પણ બતાવવામા આવશે તો તે શહેરને છિન્નભિન્ન કરી નાખવામાં આવશે. આ સંદેશો લઇ જનાર અધિકારીની સામે પેલા ખાનગી વહાણે પોતાની તોપો તાકી, અને પુસ્તાના મથાળામાંથી તેની નાવડીઓ સામે બંદુકો તાકવામાં આવી.

આ દેખાવ જોઇને "એગમન્ટ"ના કેપ્ટન સટ્ટને પોતાનું ઘડીઆળ ખેંચી કાઢીને જોવા માંડયું. તેમને જવાબ આપવાનો વિચાર કરવાનો પા કલાક થવા આવ્યો એટલે તેણે કહ્યું કે, તેટલો સમય વીતી ગયા પછી પાંચ મિનિટે વહાણો તોપોનો મારો શરૂ કરશે. આ સાંભળતાં સંત્રીઓ પણ નાસી ગયા, અને પુસ્તામાંથી એક એક વહાણ બહાર આવ્યું. એક વહાણના માલીકે કોમોડોરને ફર્યાદ કરી કે જકાત ખાનામાંથી તેનો અસબાબ આણવા દેવાની મ્યુનિસિપાલીટીએ ના પાડી હતી. નેલ્સને તેની જ મારફતે કહેવરાવ્યું કે, તે એકદમ સોંપી દેવામાં નહિ આવે તો તોપોનો મારો ચલાવવામાં આવશે. આથી સભા સીહાવીહા થઇ ગઇ; અને

એક શબ્દ પણ બોલ્યા વિના તેને કુંચીઓ આપી દીધી. જે બીજો ફરીથી વહાણો પર ચઢાવવામાં આવી હતી, તેમની પર વેરો નાખવાનો પ્રયત્ન પણ તેમણે છેવટે કરી જોયો. નેલ્સને કહેવરાવ્યું કે, જો હવે વધારે ફર્યાદ થઇ તો તેમને કડવી લાગે એવી મુલાકાત આપવામાં આવશે. નેલ્સનની આવી સત્તા અને નિશ્ચય જોઇને સભાએ ઉદ્ધતાઇ છોડી દીધી. અને કબુલ કરવામાં આવ્યું કે, અંગ્રેજોએ કબજે લીધો હતો ત્યારથી બેસ્ટીઆ અત્યંત શાન્ત અને વ્યવસ્થિત હતું. ૧૭૯૬ ની ૧૪મી ઓકટોબરે આ બનાવો બન્યા; બીજા પાંચ દિવસો દરમ્યાન વહાણોમાં માલ ચઢાવવાનું કામ ચાલ્યું. ૨,૦૦,૦૦૦ પાઉડની કીમતની ખાનગી અને જાહેર મિલ્કત બચાવવામાં આવી. બ્રિટિશોએ ૨૦ મી એ કોર્સિકા ખાલી કર્યું. નેલ્સને સર્વની પછી કિનારો છોડયો. સૂર્યનાં કિરણો ફુટતા લંગર ઉઠાવવામાં આવ્યું હતું, તે પછી એક કલાકે ફ્રેન્ચો આવીને દાખલ થયા હતા.

આ, પ્રતિષ્ઠાને દાનિકર કાર્ય, શક્તિપૂર્વક પૂર્ણ કર્યા પછી. પોર્ટો ફેરરેજો ખાલી કરવાના કામપર દેખરેખ રાખવાને માટે "મિનર્વા" અને "બ્લાન્શે" નામના વહાણો સાથે નેલ્સનને ત્યાં મોકલવામાં આવ્યો. રસ્તામાં કેટલાંક સ્પેનીશ વહાણો મળ્યાં, તેમની સાથે બાથ ભીડી કેટલાક સ્પેનીયર્ડોને કેદ પકડી નેલ્સન ચાલ્યો ગયો. પોર્ટો ફેરરેજો પહોંચતાં જ સ્પેનીશ કેપ્ટનને કેદ પકડવામાં આવ્યો હતો, તેની તેને તલવાર પાછી સોંપી સુલેહના વાવટા હેઠળ કાર્થેજીના મોકલાવ્યો, અને તેની સાથે પોર્ટો ફેરરેજોમાંના સર્વ સ્પેનીશ કેદીઓને પાછા મોકલાવ્યા, જેના બદલામાં તેના પોતાના માણસો કેદી હતા, તે પાછા આવ્યા.

એલ્બાના ટાપુની સરદારી જનરલ ડી બર્ગના હાથમાં હતી: સરકારના ઉલટાસુલટી હુકમોથી કયો માર્ગ લેવો તેની તેને સમજણ

પડી નહિ. પોતાનું વર્તન યોગ્ય છે, એમ કહેવામાં આવે તેટલા માટે તેણે વિલંબ કરવાનો વિચાર કર્યો, અને ઇંગ્લાંડથી જગા ખાલી કરવાના સ્પષ્ટ હુકમો ન આવે ત્યાં સુધી કાંઇ પણ પગલું ભરવાની ના પાડી; પરંતુ નેલ્સને સુલેહ કરેલી હોવાથી, સર જૉન જર્વીસે વિચાર્યું કે, ઇટલી સાથેનું કામ પતી ગયું છે, અને પોર્ટુગાલના સંરક્ષણ તરફ તેને હવે ધ્યાન આપવાની સૂચના મળી ગઇ હતી. તેથી પોતાને મળેલા સ્પષ્ટ હુકમો પ્રમાણે નેલ્સને આખું નૌકાથાણું ત્યાંથી ઉઠાવી લીધું, અને ચીજો લઇ જવા લાવવાના વહાણોને ખોરાક આદિ સાથે એવી રીતે રહેવા દીધાં કે સઘળું લશ્કર અને સામગ્રી ત્રણ દિવસમાં લઇ જઇ શકાય. તે હવે ભૂમધ્ય સમુદ્ર છોડવાની અણીપર હતો. જીનોઆના બ્રિટિશ એલચી મી. ડ્રેકે આ પ્રસંગે (જાન્યુઆરી, ૧૭૯૭) નેલ્સનની બહુ સ્તુતિ કરી, અને કહ્યું કે, નેલ્સને પ્રવૃત્તિ, બુદ્ધિ અને ઉત્સાહ નિત્ય એવી સરસ રીતે દર્શાવ્યાં હતાં કે, તેની સાથે સાથે જેને પ્રસંગ પડવાનું માન મળ્યું હોય, તેમને ભાગ્યે જ તેને માટે સાનંદાશ્ચર્ય થયા વિના રહે. વસ્તુતઃ પોતાની ભવિષ્યની યશસ્વી કારકીર્દિમાં નેલ્સને જે વર્તન રાખ્યું હતું, જે ઉત્સાહ, અવિશ્રાન્ત ઉદ્યમ, દીર્ઘદર્શી તુલનાશક્તિ, તથા શીઘ્ર અને અચૂક નિર્ણય દર્શાવ્યા હતા, તેના દર્શન નેલ્સનનાં ભૂમધ્ય સમુદ્રનાં સઘળાં પરાક્રમોમાં થયા હતા. અદ્યાપિ અંગ્રેજોમા તેનું નામ ભાગ્યે જ પ્રસિદ્ધિ પામ્યું હતું, પરન્તુ સમગ્ર ઇટલીમાં તેના નામથી ભય ઉપજતો, અને તેને માન અપાતું. ખાસ કરીને જીનોઆમાં તેને દીર્ઘકાળ સુધી રહેવું પડ્યું હતું, અને પોતાની ફરજો બજાવવામાં તેને સરકાર સાથે વારંવાર તકરારો કરવી પડતી; તે છતાં સર્વ તેને સરખું માન આપતાં, કેમ કે ગ્રેટબ્રિટનના હક્કો અને લાભોનું તે અડગતાથી સંરક્ષણ કરતો હતો, પરન્તુ જ્યાં બની શકે ત્યાં સત્તાની સાથે સભ્યતા અને સમયસૂચકતાનું મિશ્રણ કરતો;

કાફલાની સાથે થતા પહેલાં, સંગ્રામ કરવો પડશે એવા ભયથી લાંબો સમય થયાં નેલ્સનના મનમાં ખીજવાટ ઉપન્યો હતો, અને ચિંતા રહેતી હતી. છેવટે જીબ્રાલ્ટર જવાને પોર્ટો ફેરેરોથી તે ઉપડ્યો. અને ત્યાં પહોંચ્યા પછી નૌકાસેનાપતિની શોધ કરવા પશ્ચિમમાં ગયો. સામુદ્રધુનીના મુખ આગળ તેણે સ્પેનીશ કાફલો જોયો; અને ૧૭૯૭ થી ૧૩ ફેબ્રુઆરીએ કેપ સેંટ વિન્સેન્ટ પહોંચતાં તેણે સર જોન જર્વીસને આ સમાચાર આપ્યા. હવે ૭૪ તોપોનું "કૅાટન" તેને સોંપવામાં આવ્યું; અને સૂર્યાસ્ત પહેલાં લડાઈને માટે તૈયાર થવાનું, અને રાત્રિએ એકમેકની પાસેપાસે રહેવાનું નિશાન આપવામા આવ્યું; બધાં મળીને બ્રિટિશ વહાણો ૨૧ હતાં, જ્યારે સ્પેનીશ વહાણોની કુલ સંખ્યા ૩૮ હતી. પાંચમી તારીખે સ્પેનીશ એડમીરલ ડૉન જોસેફ ડી કોર્ડોવાને એક અમેરિકને ખબર આપી હતી કે અંગ્રેજોનાં વહાણોની સંખ્યામાં માત્ર ૯ ની હતી, તેથી તેમને કચડી નાખવાનો વિચાર આ નૌકાસેનાપતિએ કર્યો. એ સંખ્યામાં પાછળથી વધારો થયો હતો, તેનું જ્ઞાન સ્પેનીયર્ડોને ન હતું. ૧૪ મી નું પ્રભાત થતાં અંગ્રેજ કાફલાની સંખ્યા ધુમસને લીધે માલૂમ પડી નહિ. પરન્તુ સ્પેનીયર્ડોના તપાસ રાખનારા હરોલના વહાણે એવું નિશાન આપ્યું કે અંગ્રેજ કાફલાની સંખ્યા ૪૦ વહાણોની છે. કેપ્ટનના કહેવા પ્રમાણે નૌકાસેનાપતિની ઊંઘ ઉડાડવાને માટે તેણે એવું નિશાન આપ્યું હતું પરન્તુ તેની અસર એ થઇ કે, નૌકાસેનાપતિ ગુંચવણમાં અને મુઝવણમાં પડી ગયો અને આખો કાફલો ભયભીત બની ગયો.

શત્રુ યુદ્ધને માટે નિયમિત વ્યૂહમાં ગોઠવાઇ શકે તે પહેલાં સર જોન જર્વીસ તેમની નજીક આવી પહોંચ્યો, તેમના કાફલાની આરપાર થઇ પસાર થયો, અને તુફાન તથા શત્રુ ફેરવી ઝેરીમાં માર્યાં. એ પ્રમાણે તેણે મુખ્ય કાફલામાંથી નવ વહાણો છુટાં પાડી

દીધાં. એ વહાણોએ બ્રિટિશ હારમાંથી પસાર થવાની અથવા પોતાના મિત્રોને પાછા મળી જવાની હીલચાલ કરી, પરન્તુ એક વહાણ ધુમાડામાં ઢંકાયલું હોવાથી તેની હીલચાલ છેવટ સુધી માલૂમ પડી નહિ. તે જ એમાં ફત્તેહ પામી શક્યું. બાકીનાઓને એવો સરસ આવકાર આપવામાં આવ્યો કે, તેઓ નાસી છુટયા, અને યુદ્ધ સમાપ્ત થતા સુધી પાછા આવ્યા નહિ. શત્રુના કાફલાના મુખ્ય ભાગની સંખ્યા કુલ્લ અંગ્રેજી કાફલાની સંખ્યા કરતાં વધારે હતી, અને શત્રુઓ પાસે તોપો તો ઘણી જ વધારે હતી. હવે તેણે એક પછી એક એહેરીયાં મારવાનું નિશાન બતાવ્યું. નેલ્સન બ્રિટિશ હારના પાછલા ભાગમાં હતો, તેણે જોયું કે, પોતાની હાર બાંધવાને અને વિખુટાં પડેલાં વહાણોને મળી જવાને અથવા તો લડાઇ કર્યા વિના નાસી જવાના ઇરાદાથી સ્પેનીઅર્ડો પવનની આગળ આગળ ચાલ્યા જતા હતા. તેમની આ યોજનાઓ નિષ્ફલ કરવાને માટે એક પળવાર પણ થોભ્યા વિના નેલ્સને આપવામાં આવેલા નિશાનની અવગણના કરી, પોતાના વહાણને તેમની સામે થવાનો હુકમ આપ્યો. એથી એકદમ દુશ્મનના સાત વહાણો સાથે નેલ્સનને યુદ્ધ કરવું પડ્યું. નેલ્સનની કુમકે "કલ્લોડનમાં" ટ્રાઉબ્રીજ આવી પહોંચ્યો, અને "કેપ્ટન" તેમ જ "કલ્લોડને" એક કલાક સુધી ઝડી ઝીલી. એટલામાં "બ્લેનહીમ" તેમની અને દુશ્મનોની વચ્ચે આડું આવ્યું, તેણે તેમને વિશ્રાંતિ આપી અને સ્પેનીઅર્ડો પર ગોળાનો વર્ષાદ વરસાવ્યો. "એકસેલેન્ટ" નામનું વહાણ પણ તેમની મદદે આવી પહોચ્યું. લડાઈ ચાલી તે દરમ્યાન "કેપ્ટનને" એટલી બધી ઇજા પહોંચી કે, તે અશક્ત થઇ ગયું. "સાન નિકોલાસ" અને "સાન જોસેફ" નામનાં બે સ્પેનીશ વહાણો પાસપાસે હતાં, તેમાંના "સાન નિકોલાસ" પર અંગ્રેજો નેલ્સન સાથે ચઢી ગયા, અને તેને કબજે કરીને "સાન જોસેફની"

પણ એ જ દશા કરી. સ્પેનીયર્ડોએ પોતાની તલવારો નેલ્સનને શરણ કરી. "કેપ્ટનનાં" ૨૪ માણસો મરાયાં હતાં, અને ૫૬ ઘવાયાં હતાં; આખા કાફલાની નુકસાનીનો ચોથો ભાગ એકલા એ જ વહાણે વેઠયો હતો. નેલ્સનને પણ થોડાક ઉઝરડા થયા હતા.

હજી સ્પેનીયર્ડો પાસે અઢાર કે ઓગણીશ વહાણો લગભગ સહીસલામત હાલતમાં હતાં, અને પ્રભાતમાં જે વહાણોને વિખુટાં પાડી નાખવામાં આવ્યાં હતાં તે પાછાં આવતાં દેખાયાં. આ વખતે અંગ્રેજી કાફલાની દશા ચિંતાજનક હતી, તથાપિ સ્પેનીશ નૌકાસેનાપતિએ પોતાના ટંડેલોની સલાહ પ્રમાણે લડાઇ ફરીથી શરૂ કરવાનું વ્યાજબી ગણ્યું નહિ. લડાઇ બંધ પડી કે તરત જ નેલ્સન નૌકાસેનાપતિના વહાણ પર ગયો. સર જૉન જર્વીસે તેને ઉમળકાભર્યો આવકાર આપ્યો અને તેનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો. આ વિજયને માટે કમાન્ડર-ઇન્-ચીફને અર્લ ઑફ સેંટ વિન્સેન્ટનો ખિતાબ આપવામાં આવ્યો, અને ઇંગ્લાંડમાં આ યુદ્ધની ખબર પહોંચે તે પહેલાં નેલ્સનને "રીઅર-ઍડમીરલ" (ત્રીજા દરજ્જાના નૌકાસેનાપતિ) ની ચ્હડતી પદવી આપવામાં આવી હતી, તેને હવે ઑર્ડર ઑફ ધી બાથ આપવામાં આવ્યો. સ્પેનીશ રીઅર-ઍડમીરલની તલવાર રાખવાનો નેલ્સનને સર જૉન જર્વીસે આગ્રહ કર્યો, તે તલવાર તેણે નોર્વીચના મેયોર અને કોરપોરેશનને બક્ષિસ આપી દીધી. આપણે જોઇ ગયા છીએ કે, નેલ્સનનો જન્મ નોર્ફોક કાઉન્ટીમાં થયો હતો, અને એ કાઉન્ટીનું મુખ્ય શહેર નોર્વીચ હતું. અનેક અભિનંદનો તેને મળ્યાં; તેમાં તેના વયોવૃદ્ધ પિતાએ લખેલા પત્રથી તેના હૃદયમાં કેવો ઊંડો આનંદ અને સંતોષ થયાં હશે ! એ પત્ર નીચે પ્રમાણે હતોઃ

"તારૂં સંરક્ષણ કરવામાં મારા પ્રભુએ મારી ઉપર અત્યંત

કૃપાપૂર્ણ રીતે દયા બતાવી છે, તેને માટે એક ઉપકૃત આત્માની સઘળી શક્તિપૂર્વક હું તેનો આભાર માનું છું. અંહિયાં મારા પરિચયના થોડા માણસો જ નહિ, પરન્તુ સામાન્ય લોકસમૂહ મુખે મુખે એવા સુંદર શબ્દો કહેતા મને મળ્યા કે, જાહેર પ્રજાની દૃષ્ટિથી વેગળા રહેવાની મને ફરજ પડી હતી. યોગ્ય પ્રમાણમાં પરાક્રમથી સંયુક્ત, ઇશ્વરથી સુરક્ષિત તારી ધંધાદારી શક્તિએ તને ખ્યાતિના જે શિખરે ચઢાવ્યો છે, તે શિખરે, મારા પ્રિય બન્સ, થોડા પુત્રો ચઢે છે, અને તેથી થોડા પિતાઓ તે જોવાને જીવે છે. મારા કરચલીઓ પડેલા કપોળપ્રદેશ પરથી આનંદના અશ્રુ આપોઆપ વળ્યા છે. આવા સર્વ દિશાના અભિનંદનના બળની સામે કોણ ટકી શકે ! સાધારણ ગીત ગાનારથી તે જાહેર રંગભૂમિ સુધી, બાથના આ સમગ્ર શહેરમાં નેલ્સનનું નામ અને સેવાઓ ગવાઇ રહ્યા છે ! " ઇત્યાદિ.

સર હોરેશ્યોએ હવે ત્રીજા દરજ્જાના નૌકાસેનાપતિ–રીઅર–ઍડમીરલ તરીકે વાવટો ચઢાવ્યો, અને પોર્ટો ફેરેજોમાંથી લશ્કર લઇ આવવાને તેને મોકલવામાં આવ્યો. એ કામ પૂર્ણ કર્યા પછી, તેણે પોતાનો વાવટો "થીસીઅસ" પર ચઢાવ્યો. તે વહાણે ઇંગ્લાંડના એક બંડમાં ભાગ લીધો હતો, અને તે ઇગ્લાંડથી હમણાં જ આવ્યું હતું; તેથી તેની પરના નાવિકોનો કાંઇક ભય રાખવામાં આવતો હતો. નેલ્સનને એ વહાણ પર મોકલવાનું એક કારણ આ પણ હતું. નેલ્સનની વ્યવસ્થા એવી હતી કે, તેથી સઘળા સંતુષ્ટ થયા, નેલ્સનના જ બની ગયા, અને તેને માટે પ્રાણ આપવાને પણ તત્પર થયા. તે "થીસીઅસ " માં હતો તે વેળા કેડીઝના ઘેરાના અંદરના ભાગના કાફલાની સરદારી તેને આપવામાં આવી હતી. અંહિયાં એક ઘણું જ જોખમભરેલું પરાક્રમ તેણે કર્યું. સ્પૅનીશ તોપો–વાળી નાવડીઓ પર રાત્રિનો હુમલો કરતાં, તેની નૌકા પર છવીસ જણવાળી એક હથીયાર બંધ લૉંચે–લડાઇના વહાણના તાબાની

મોટા કદની હોડીએ—આક્રમણ કર્યું. નેલ્સનની નૌકા પર બધા મળીને ૧૪ જણ હતા, તેમાંના એક જૂના અને ચુસ્ત અનુયાયી જૉન સાઇક્સે નેલ્સન સામે તાકવામાં આવેલા પ્રહારો પોતે ઝીલી લઇને, અને છેવટે એક સ્પેનીશ બાણનો પ્રહાર બીજી કોઇ રીતે દૂર ન થઇ શકે એમ હોવાથી તેને પોતાના મસ્તક પર ઝીલી લઇને નેલ્સનની જીંદગી બે વેળા બચાવી હતી. આ વખતે તલવારો વડે હાથોહાથની લડાઇ થઇ હતી; અને નેલ્સનને હંમેશાં લાગતું કે પોતાની આખી જીંદગીમાં તેણે આવું શૌર્ય બીજે કોઇ પણ પ્રસંગે બતાવ્યું ન હતું. પોતાની સંખ્યા આટલી બધી થોડી હોવા છતા શત્રુના અઢાર માણસો મરાયાં, બાકીનાં બધાં ઘાયલ થયાં, અને તે ડૉંચ—મોટી હોડી—પકડવામાં આવી. સાઇકસ લાંબો વખત જીવ્યો હોત તો નેલ્સન તેને લેફ્ટેનન્ટ બનાવત; પરન્તુ જે ભયંકર ઘા તેણે ઝીલ્યો હતો તેમાથી તે સાજો થયો ખરો; તો પણ નેલ્સનની ઉપકારવૃત્તિ અને મૈત્રિનો લાભ લેવાને તે લાંબો કાળ જીવ્યો નહિ.

આ પરાક્રમને બાર દિવસ થયા. તે પછી, નેલ્સન ટેનેરીફ સામે ચઢાઇ લઇ ગયો. થોડા માસ પહેલાં એવી વાત ચાલી રહી હતી કે, ખજનાનાં વહાણો સહિત મેક્સીકોના વાઇસરૉયે એ ટાપુમાં આવી પડાવ નાખ્યો હતો. એ વાત સાંભળીને તેની પર હુમલો કરવાની યોજના નેલ્સને ઘડી, અને તે અર્લ સેંટ્ વિન્સેન્ટને જણાવી. એમાં જે મહાન્ મુશ્કેલીઓ હતી, તેનું તેમનું જ્ઞાન હતું. વાઇસરૉય સંબંધી વાત ખોટી પડી, પરંતુ ફીલ જનું એક મનીલા ( Manila ) વહાણ એક વખતે ફૂઝમા આવ્યું હતું. અને ચઢાઇ કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો. નેલ્સનની માગણી પ્રમાણે મોટા કારંબા નૈકાસ્મા આપ્યો ન હતો. બધાં મળી આઠ વહાણો આપવામાં આવ્યાં હતાં, અને પોતાને યોગ્ય લાગે એવાં વહાણો

અને અધિકારીઓ તેને પસંદ કરવા દેવામાં આવ્યા હતા. બળપૂર્વક હુમલો કરવો, પણ તદ્દન જરૂરી ન હોય ત્યાં સુધી જાતે જમીનપર ન ઉતરવું, એવા હુકમો તેને આપવામાં આવ્યા હતા. પવન અને પ્રવાહ તેમને પ્રતિકૂલ થયાં, એટલે તેઓ ધારવા કરતાં વધારે મોડા પહોંચ્યા, જમીનપર ઉતરવાની જગ્યાથી એક માઇલની અંદર આવતાં સૂર્યોદય થઇ ગયો, અને તેઓ શત્રુઓની દૃષ્ટિએ પડયા, અને તેમનો ઇરાદો માલૂમ પડી ગયો. એથી કીલ્લો સર કરવાના પ્રથમ પ્રયત્નમાં તેઓ નિષ્ફલ નીવડયા. આ પ્રમાણે પવન અને પાણીથી નિષ્ફલતા મળવા છતાં, બીજો પ્રયત્ન કરવાનો તેણે નિશ્ચય કર્યો.

બધી યોજનાઓ ઘડીને ૨૪ મી જુલાઇની રાત્રિએ અગીયાર વાગ્યે નવસોથી હજાર માણસોની ૭ ટુકડીઓ નૌકાઓમાં શહેરની દિશામાં આગળ વધી. દોઢ વાગ્યા સુધી તેઓ કોઇની નજરે ચઢયા નહિ, અને કીનારા પર ઉતરવાની અણીપર હતા, એટલામા તેમના આવ્યાની ખબર પડી ગઇ. સ્પેનીઅર્ડોની તૈયારી સરસ હતી. કીલ્લાની તોપોની ગર્જના શરૂ થઇ, અને હલ્લો લાવનારાઓ આગળ વધી શકયા નહિ. આ વખતે નેલ્સનની જમણી બાજુએ કોઇનો એક ગોળો વાગ્યો, અને તે પટકાયો; પરન્તુ પડતા પડતા પોતે તરત જ ખેંચેલી તરવાર ડાબા હાથમા પકડી લીધી, કેમકે તે તેના મામા કેપ્ટન સકલીંગની હતી, અને એક સ્મરણચિન્હ તરીકે તે તેને ગણતો હતો.

આ વખતે તેનો જમાઇ નિસ્બેટ હાજર હતો, તેણે સમયસૂચકતા વાપરીને નેલ્સનની સરસ સારવાર કરી; નહિ તો નેલ્સનના દિવસો ત્યાં જ ભરાઇ ગયા હોત. આ ચઢાઇનું અંતિમ પરિણામ ખરાબ આવ્યું. સ્પેનીશ ગવર્નર સાથે સુલેહ કરવામાં આવી. શરતો થયા પછી સ્પેનીશ ગવર્નરે તેમનું યથાર્થ પાલન

કર્યું, તેથી નેલ્સન ઘણો ખુશ થઈ ગયો, તેણે ગવર્નરનો આભાર માન્યો, બંને વચ્ચે ભેટોની આપલે થઇ, અને મિત્રતા એટલી બધી વધી ગઇ કે, સ્પેનીશ સરકાર માટેના લખોટા પોતે લઇ જવાનું નેલ્સને માથે લીધું. અને એ પ્રમાણે પોતાના પરાજયનો સંદેશો સ્પેનમાં પોતાને મુખે જ નેલ્સને કહ્યો. આ લડાઇમાં અંગ્રેજોએ કુલ્લ ૨૫૦ માણસો ગુમાવ્યાં હતાં. નેલ્સનનો જમણો હાથ સાજો થાય એમ ન હતું. તેથી તેને કપાવી નાખવો પડ્યો હતો, પરન્તુ પોતાના સરકારી લખોટામાં નેલ્સન પોતાને થયલી ઇજા વિષે ઇસારો પણ કરતો નથી. કેવું મોટું મન !

નેલ્સનની આકાંક્ષા પ્રમાણે તેના જમાઇને ચઢતો હોદ્દો એકદમ આપવામાં આવ્યો, અને તેને પોતાને પણ ઇગ્લાંડમાંથી ઘણું માન મળ્યું. ફર્સ્ટ લૉર્ડ ઑફ ધી એડમીરલ્ટી અને ડ્યુક ઑફ ક્લૅરન્સે તે પાછો ફરતાં તેને અભિનંદન આપનારા પત્રો લખ્યા. બ્રિસ્ટલ અને લંડનનાં શહેરોની સ્વતંત્રતા આપવામાં આવી, ઑર્ડર ઑફ ધી બાથથી તેને વિભૂષિત કરવામાં આવ્યો અને દર વર્ષે ૧૦૦૦ પાઉંડનું પેન્શન બાંધી આપવામાં આવ્યું.

---

# પ્રકરણ ૫ મું.

## ઇજીપ્તની સફર—નાઇલ નદીનો સંગ્રામ—ફ્રેન્ચોનો પરાજય ૧૭૯૮.

" One crowded hour of glorious life
Is worth an age without a name "

*—Scott*

ખ્રિસ્તાબ્દ ૧૭૯૮ના પ્રારંભમા જ સર હોરેસ્યો નેલ્સને પોતાને વાવટો " વૅન્ગાર્ડ " પર ફરકાવ્યો, અને અર્લ સેંટ વિન્સેન્ટ સાથે પાછા જ્વાનો તેને હુકમ મળ્યો. વયોવૃદ્ધ પિતા અને પ્રેમાળુ પત્નીની વિદાય લઇ, તે પોતાના કામ પર ચાલ્યો. પત્નીથી વિછુટા પડતાં તેને તેણે કહ્યું; " મારી પોતાની મહત્ત્વાકાંક્ષા તૃપ્ત કરવાને હું જાઉં છું." નેલ્સન કાફલામાં આવી જોડાયો, તે વેળા ટુલોંમા બોનાપાર્ટના અગ્રેસરપણા હેઠળ એક મોટી ચઢાઇની તૈયારીઓ થઇ રહી હતી. તે ચઢાઇનો આશય બને તો જાણી લાવવાને થોડાક વહાણો સાથે તેને ભૂમધ્ય સમુદ્રમાં મોકલવામા આવ્યો. ચઢાઇ માટે તૈયારીઓ થઇ રહી હતી, તે ચઢાઇનો આશય બને તો જાણી લાવવાને થોડાક વહાણો સાથે તેને ભૂમધ્ય સમુદ્રમા મોકલવામા આવ્યો. ચઢાઇ માટે તૈયાર કરવામાં આવેલો એ કાફલો ગમે ત્યા જવાનો હોય તો પણ તેને હાર ખવરાવવી એ આશયને બ્રિટિશ સરકારે પ્રથમ પદ આપ્યું હતું; અને તેટલા માટે જો જરૂર પડે તો સ્પેનીશ કાફલાના ઘેરાનો ત્યાગ કરીને પોતાનું સઘળું બળ ભૂમધ્ય સમુદ્રમાં લઇ

જવાનો હુકમ અર્લ સેંટ્ વિન્સેન્ટને આપવામાં આવ્યો હતો. આ કાર્યને માટે નેલ્સનને પસંદ કરવામાં આવ્યો, તેથી કેટલાક વધારે જૂના જનરલોને માઠું લાગ્યું, અને ઇર્ષ્યા ઉપજી.

ટુલૌંના કાફલામાં લડાઇનાં મોટાં ૧૩ વહાણો, ૪૦–તોપોનાં ૭ સહાયક વહાણો, લડાઇનાં ૨૪ નાનાં વહાણો, અને આશરે ૨૦૦ લઇજવા લાવવાનાં વહાણો હતાં. શત્રુની આંખ માલ્ટા પર હતી એવી ચોક્કસ ખબર લેઘોર્નના બ્રિટિશ કૉંસલ મી. ઉડનેએ મેળવી હતી, અને પોતાની દીર્ઘ દૃષ્ટિથી તેણે અટકળ કરી હતી કે તે પછીથી તેઓ ઇજીપ્ત તરફ જશે. બધાં મળીને આઠ વહાણો લઇને નેલ્સન નવમે દિવસે જીબ્રાલ્ટરથી ઉપડ્યો. ૧૯ મીએ તે લાયન્સના અખાતમાં પહોચ્યો તે દિવસથી વાયવ્યકોણનો પવન જોરમાં વાવો શરૂ થયો. ૨૦ મીએ રાતના તેમને પવનનું તોફાન નડ્યું. વહાણોને ઘણી મુસ્કેલી અને કેટલુંક નુકસાન વેઠવું પડ્યું. આ તોફાનને દિવસે જ ફ્રેંચ કાફલો ટુલૌંથી ઉપડી ગયો હતો; અને આ નાના કાફલાથી થોડાક માઇલોને અંતરે પસાર થયો હોવો જોઇએ. પરંતુ તોફાન તથા અંધકાર તેમ જ નેલ્સનની પાસેનાં ટુંકાં સાધનોને લીધે તેઓનો ભેટો થઇ શક્યો નહિ.

આ સમયે પોતાને શોભે એવા જુસ્સાપૂર્વક બ્રિટિશ સરકારે હુકમો આપ્યા હતા કે, બ્રિટિશ વહાણોને ખોરાક લેતાં કે પોતાને પોતાને જરૂરની બીજી કોઇ ચીજ લેતાં ભૂમધ્ય સમુદ્રના કોઇ પણ બંદરમાં કોઇ ગવર્નર કે મૅજીસ્ટ્રેટ અટકાવે તો તે બંદરને શત્રુનું બંદર ગણી લેવું. આ હુકમોમાંથી સાર્ડિનિઆનાં બંદરો બાદ કરવામાં આવ્યાં હતાં. સાર્ડિનિઆના રાજાનો યુરોપખંડ પરનો મુલ્ક ફ્રેન્ચોના લશ્કરમાં સંપૂર્ણ કાબુમાં હતો. ટયુરીનના કીલ્લામાં ફ્રેન્ચ લશ્કર હતું., અને પોતાનો બાકીનો મુલ્ક ફ્રેન્ચો લઇ લે એવા

ભયથી બ્રિટિશ વહાણો તરફ દયા બતાવવાની તેણે ના પાડી. સેંટ્ પએટ્રોના બંદરમાં દાખલ ન થવાનો હુકમ નેલ્સનને આપવામાં આવ્યો. આ હુકમની દરકાર ન કરતાં નેલ્સને આવીને બંદરમાં લંગર નાંખ્યું અને ચાર દિવસમાં "વૅનગાર્ડ" નું સઘળું સમારકામ પૂરું કર્યું, અને તે બંદર છોડતાં પહેલાં સાર્ડિનિઆના વાયસરોયને પોતાની તરફ ચલાવવામાં આવેલા વર્તન માટે ઠપકાનો પત્ર લખી નાખી પોતાના મનનો ઊભરો ખાલી કર્યો.

આ પ્રમાણે જે વિલંબ થયો તે તેને ઘણે પ્રકારે ઉપયોગી થયો. તેથી પાણીનો જથ્થો પૂરેપૂરો ભરી લેવામાં આવ્યો, અને અર્લ સેંટ વિન્સેન્ટને ઇંગ્લાંડમાંથી વધારે મદદ મળવાથી તેણે પોતાના કેટલાક ઉત્તમ વહાણો નેલ્સનની મદદે મોકલાવ્યાં. તે વહાણો પણ મળી શકયાં. ઇંગ્લાંડમાંથી મદદ મળવાની ખબર અર્લ સેંટ વિન્સેન્ટને પ્રાપ્ત થઇ કે તરત જ તેણે પોતાનાં ઉત્તમ વહાણો નેલ્સનની મદદે મોકલવાને તૈયાર કર્યાં, અને ઇંગ્લાંડથી આવતાં વહાણો દૂરથી દેખાયાં કે તરત જ લંગર ઉઠાવવાનું નિશાન કેપ્ટન ટ્રાઉબ્રીજને આપવામા આવ્યું, અને તે વહાણો આવીને બ્રિટિશ થાણામા લંગર નાખે તે પહેલા તો કેપ્ટન ટ્રાઉબ્રીજ દૃષ્ટિબહાર નીકળી ગયો હતો. કયો માર્ગ લેવો એ વિષે કોઇ પણ સૂચના કેપ્ટન ટ્રાઉબ્રીજે સાથે મોકલવામાં આવી ન હતી, તેમ જ શત્રુ કઇ દિશામા ગયો છે, તેની ચોકકસ હકીકત પણ તેણે આણી ન હતી. એથી નેલ્સનને પોતાની તુલનાશકિત પરજ આધાર રાખવાનો હતો. દુર્ભાગ્યે તોફાનમા નાનાં લડાયક વહાણો વિખુટા પડી ગયા હતા, અને તે હજી પાછાં આવી મળ્યાં ન હતાં તેમ જ તેમનો પત્તો પણ મળ્યો ન હતો, એટલે તેમની દરકાર કર્યા વિના નેલ્સન ઉપડી ગયો.

શત્રુના કાફલા વિષે પ્રથમ સમાચાર એ મળ્યા હતા કે, તેણે

માલ્ટા પર અચાનક હલ્લો કર્યો હતો. ગોઝોમાં લંગર નાંખીને પડ્યાં હોય તે વેળા તેમની પર હુમલો કરવાની યોજના નેલ્સને ઘડી; પરં ૨૧ મી જુને ખબર મળી કે ત્યાં આવ્યા પછી બીજે જ દિવસે એટલે ૧૬ મી એ ફ્રેંચો તે જગા છોડી ગયા હતા. સ્પષ્ટ હતું કે તેઓ પૂર્વ દિશામાં ગયા હતા, અને ઇજીપ્ત તેણી ગમ હોવું જોઇએ એમ ધારી ઇજીપ્ત જવાને માટે સઘળા સઢ ચઢાવવામાં આવ્યા. જો પેલાં રહી ગયલાં નાનાં લડાયક વહાણો પોતાની સાથે હોત તો દુશ્મનના સમાચાર મેળવ્યા વિના તે ભાગ્યે જ રહ્યો હોત. તેમને અભાવે બીજાઓ પાસેથી મળતા સમાચાર પર તેને આધાર રાખવો પડ્યો. માર્ગમાં જતા તેણે ત્રણ વહાણોને ફ્રેન્ચોની ખબર પૂછી. તેમાંનાં બે અલેક્ઝાન્ડ્રીઆથી આવતા હતા, અને એક આર્કિપેલેગોથી આવ્યું હતું; તેમાંના કોઇએ પણ ફ્રેન્ચોને જોયા ન હતા. ૨૮ મી તારીખે નેલ્સન અલેક્ઝાન્ડ્રીઆ આવી પહોંચ્યો પણ શત્રુ ત્યાં ન હતો, તેમ જ તેના કાંઇ સમાચાર પણ મળ્યા નહિ. પરન્તુ માલ્ટા લીધા પછીથી ફ્રેન્ચ ચઢાઇનો આશય ઇજીપ્ત લેવાનો છે, એવા સમાચાર લેઘોર્નમાં મળવાથી ત્યાંનો ગવર્નર શહેરને બચાવને માટે, સુસજ્જ બનાવી રહ્યો હતો. પછી નેલ્સન ઉત્તર તરફ કૅરૅમેનીઆ જવા નીકળ્યો, અને ત્યાંથી કેન્ડીઆને દક્ષિણ કિનારે કિનારે બનતી ત્વરાથી ચાલ્યો. પરન્તુ ફ્રેન્ચ કાફલાનો પત્તો લાગ્યો નહિ. એ દરમ્યાન નેલ્સનને આ ગંભીર મહત્ત્વના કામ પર મોકલવામાં આવ્યો છે તેની ખબર ઇંગ્લાંડ પહોંચી. તેણે હજી ઇંગ્લાંડમાં ખ્યાતિ મેળવી ન હતી, અને આવા ગંભીર મહત્ત્વના કામ પર આવા યુવાન અનુભવ વિનાના અધિકારીને મોકલવા માટે લૉર્ડ સેંટ્ વિન્સેન્ટને સખ્ત ઠપકો આપવામાં આવ્યો. પરન્તુ એ ઠપકો આપનારાઓ થોડાક સમયમાં જ ફિક્કા પડવાના હતા.

આ શોધમાં નિષ્ફલ જવાથી નેલ્સન પાછો સીસીલી આવ્યો.

ફ્રેંચો લાતેની સુલેહ ભયમાં આવી પડે તેથી નિઍપોલીટન પ્રધાન મંડળે નેલ્સનને મદદ ન આપવાનો નિશ્ચય કર્યો હતો, પરંતુ લેડી હેમીલ્ટનની લાગવગને લીધે સીસીલિયન ગવર્નરો પર છુપા હુકમો મેળવવામાં આવ્યા, અને તે હુકમોના બળ વડે જે જે જોઇતું હતું તે તે સઘળું તેણે સીરેક્યુસમાંથી લઇ લીધું; જો એ ચીજો મળી શકી ન હોત તો તેને પોતાના પ્રયત્નોમાં ફતેહ મેળવવાની કાંઇ પણ આશા રહેત નહિ. લેડી હૅમીલ્ટને આ સેવા બજાવી હતી, જેને પરિણામે ફ્રેંચ કાફલાને ઇજીપ્ત જઇ સખ્ત હાર ખવરાવવામાં સંગીન મદદ થઇ હતી, તે જોતાં એ સેવા ઘણી જ કીંમતી હતી. અલબત્ત પોતાને મળેલી આ મદદનું સંપૂર્ણ મહત્ત્વ અને મૂલ્ય નેલ્સન સમજતો હતો, તેથી લેડી હૅમીલ્ટનના તંગીના સમયમા એ સેવાઓને આધારે દેશની સરકાર પાસેથી તેને મદદ અપાવવાના પ્રયત્નો નેલ્સને કર્યા હતા, પરંતુ તે પ્રયત્નોનું પરિણામ સંતોષકારક આવ્યું ન હતું. કેવી વિચિત્રતા ! ફ્રેંચ કાફલાની શોધમા અત્યાર સુધીની પોતાની નિષ્ફલતાથી નેલ્સન ખીજવાયો હતો અને નિરાશ થયો હતો. પરંતુ હજી દુસ્મનને પકડી પાડવાની આશા તેના મનમા હતી.

૨૫ મી જુલાઇએ સીરેક્યુસથી તે મોરીઆ જવા નીકળ્યો. ૨૮ મીએ કોરોનના અખાતમા કાફલો આવી પહોચ્યો. ટ્રાઉબ્રીજ બંદરમા દાખલ થયો અને ખબર લાવ્યા કે, ફ્રેંચો ક્રેન્ટીઆથી નૈઋર્ત્ય તરફ જતા લગભગ ચારેક અઠવાડિયા પર જોવામાં આવ્યા હતા. નેલ્સને તરત જ અલેક્ઝાંડ્રીઆ પાછા જવાનો નિશ્ચય કર્યો, અને બ્રિટિશ કાફલો એકવાર ફરીથી ઇજીપ્તના કિનારા તરફ વળ્યો. ૧લી ઑગસ્ટે સવારમાં આશરે ૧૦ વાગે તેમણે અલેક્ઝાંડ્રીઆના દર્શન કર્યાં. છેલ્લી વેળા જ્યારે એ બંદર તેમણે જોયું હતું ત્યારે તે ખાલી હતું; હવે ત્યાં વહાણોનો જમાવ થયલો હતો. દુસ્મનનો વાવટો તરત જ ઓળખાયો. સાંજના ચાર વાગ્યા. "ઝેલસ"માંના ૫ ને.

कैप्टन हुडे दुश्मनना काफलानी हाजरीनुं निशान बताव्युं. नेल्स तेमने पोतानो हाथ बनाववानो निश्चय कर्यो.

फ्रेंचो कॅन्डीआथी उपडीने सीधा नहि आवतां, गोळ चकरा खाइ अलेक्झांड्रीआ आव्या हता; त्यारे तेमनी पाछळ लागेल नेल्सन सीधो आव्यो हतो, एटले अंतर घणुं कपाइ गयुं हतुं नेल्सननां वहाणोनी संख्या नानी होवाथी तेमने एकमेकनी पा पासे रहीने आगळ वधवुं पडतुं हतुं. लडाइनां नानां वहाणो साथे न हतां, तेथी तेमनो काफलो जग्या ओछी रोकतो अने लाग्ये सुधी आसपासनी बातमी पण मेळवी शकतो नहि, अने हवानुं पण ठेकाणुं न हतुं, तेथी इजीप्त आवतां अंग्रेज काफलो फ्रेंचोने जोइ शक्यो नहि, नहि तो पाछळथी पकडायला दफतरनी नोंध परथी तो मालूम पडे छे के, २२ मी जुने बने काफला खरेखात भेटवानी अणी पर हता. तेओ थोडे थोडे अंतरे ज एकमेकने पसार करी गया हता. सीरेकयुसथी पाछा आवतां तो तेमने मळवानी तको बहु ओछी थइ गइ हती.

जमीन पर उतरी गया पछी बोनापार्टे काफलाने शा माटे पाछो नहि फरवा दीधो होय ते कारण अद्यापि मालूम पडयुं नथी. एटलुं तो चोककस छे के, तेना हुकमथी ज काफलो त्यां राखी मूकवामा आव्यो हतो. परन्तु नेपोलीयन बोनापार्टे ए जवाबदारीनो इनकार कर्यो छे. कदाचित् बोनापार्टना मनमां अधिक विशाळ योजनाओ रमी रही हशे, ते योजनाओ सफल करवाने त्यां रोकवामां आव्यो हशे. तथापि काफलो त्यां रोकायो तेथी फ्रेंचोनी अने बोनापार्टनी महत्वाकांक्षाओने मोटामां मोटो फटको मारवामां आव्यो हतो, अने ते फटको मारनार अन्य कोइ नहि पण आपणो धरवीर नेल्सन ज हतो. फ्रेंच काफलो पहेली जुलाइए अलेक्झान्ड्रीआ आवी पहोंच्यो हतो. ए बंदरनी संभाळ अने काळजी राखवामां

આવી ન હતી તેથી સમય જતાં તે નકામું થઇ ગયું હતું, તેથી એડમીરલ બ્રુએઝે અબુકરના અખાતમાં પોતાનાં વહાણો રાખ્યાં. વહાણો બંદરની અંદર લઇ જઇ શકાયાં નહિ. પણ એ જગા પર કાફલો મજબૂત સ્થિતિમાં હતો. ફ્રેંચ વહાણો, તોપો અને માણસોની સંખ્યા અંગ્રેજો કરતા વધારે હતી. ફ્રેંચો પાસે લડાઇના ૧૩ મોટાં વહાણો અને ૪ નાનાં વહાણો હતા, જે પર ૧૧૯૬ તોપો અને ૧૧૨૩૦ યોદ્ધા હતા. અંગ્રેજોનાં લડાઇનાં મોટા વહાણોની સંખ્યા ફ્રેંચોના જેટલી જ હતી. એક ૫૦ તોપોનું વહાણ હતું. બધી મળીને ૧૦૧૨ તોપો હતી અને ૮૦૬૮ યોદ્ધા હતા.

નેલ્સને ફ્રેંચોની પૂંઠ પકડી હતી તે સઘળા વખત દરમ્યાન જ્યારે જ્યારે બની શકે ત્યારે ત્યારે સઘળા ટંડેલો–કેપ્ટનો–ને "વૅન્ગાર્ડ" પર એકઠા કરી પોતાની સઘળી યોજનાઓ તેમને સમજાવવાનો તેણે નિયમ રાખ્યો હતો. કોઇ પણ શક્ય સ્થિતિને નેલ્સન પોતાની ગણત્રી બહાર જવા ન દેતો એમ કહેવામાં આવે છે. આ પ્રમાણે વ્યૂહરચનાના તેના સિદ્ધાંતોથી તેના અધિકારીઓ પરિચિત હતા, અને તેમની શક્તિઓ પર નેલ્સનને વિશ્વાસ હતો. ફ્રેન્ચો નજરે પડે તો પ્રથમ તેમની પર વિજય મેળવવો, અને પછીથી તેના વિશેષ લાભો અને તેટલા લેવા તરફ મન દોરવાની સૂચનાઓ નેલ્સને તેમને આપી દીધી હતી. ફ્રેન્ચ કાફલો નજરે પડતાં નેલ્સનની સ્વાભાવિક પ્રતિભા ઝળકી ઊઠી. તેણે એવી યોજના રચવાનો ઇરાદો રાખ્યો હતો કે, ફ્રેંચહારની બહારની બાજુએ જ રહેવું, અને બનતા સુધી શત્રુના દરેક વહાણના બહારના આગલા ભાગ પર એક અને બહારના ડબુસા–પાછલા ભાગ–પર એક એવી રીતે પોતાનાં વહાણો ગોઠવવાં. આ વ્યૂહરચનાથી વિજય મળશે એવી નેલ્સનને અડગ શ્રદ્ધા હતી. કેપ્ટન બેરીને જ્યારે આ યોજનાનું પૂર્ણ મહત્ત્વ અને રહસ્ય સમજાયું ત્યારે આનંદપૂર્વક તેણે કહ્યું, "હવે આપણે વિજયી

નીવડીશું તો દુનિયા શું કહેશે ?" નેલ્સને પ્રત્યુત્તર વાળ્યો, "આ બાબતમાં 'જો' જેવો શબ્દ છે જ નહિ. આપણે વિજય પામીશું એ તો ચોક્કસ છે. એના સમાચાર આપવાને કોણ જીવશે એ જુદો સવાલ છે."

કાફલો આગળ વધ્યો એટલે ટાપુ પરના તોપખાનાએ દારૂગોળાના વર્ષાદથી તેમને સારો આવકાર આપ્યો, તેમ જ પોતાની આખી હારની જમણી બાજુ પરથી તોપનો ગોળો જાય તેથી અર્ધા અંતરે દરેકના બ્રિટિશ વહાણોના બરાબર આગલા ભાગોમાં નિયમિત રીતે સ્થિર મારો ચાલુ રાખ્યો. આ આવકાર મૂંગે મોઢે વેઠી લેવામાં આવ્યો. વહાણના ઉપરના ભાગના માણસો સઢ વીંટાળવામાં અને અંદરના માણસો લંગરો નાખવાની તૈયારીમાં રોકાઇ ગયા હતા. ફ્રેન્ચોને માટે આ દુઃખદાયક બનાવ હતો; કેમ કે વહાણો તોપો તથા નાવિકોની મોટી સંખ્યાના સર્વ લાભો તેમને મળેલા હોવા છતાં તેઓ જે તત્ત્વ (જલ; સમુદ્ર) પર રહી યુદ્ધ ચલાવતા હતા, તે તેમને અનુકૂળ ન હતું. સમુદ્રની લડાઇ અને તેમાં ચડીઆતાપણું તો બ્રિટિશોના જ ઍડમીરલ બ્રુઇસ શૂરવીર અને શક્તિવાન હતો, તથાપિ તેને હવે બ્રિટિશો સામે–અને તેમાં પણ નેલ્સન સામે–બાથ ભીડવાની હતી; અને તે પળ હવે તદ્દન નજીક આવી ગઇ હતી.

અંગ્રેજોને ફસાવવાની યુક્તિ કરવાની સૂચના એક ફ્રેંચ બ્રિગ જાતના વહાણને આપવામાં આવી. તેણે એવી રીતે ગતિ કરવા માંડી કે, ઍબકિયરના ટાપુ આગળ આવેલા ભાઠા તરફ જવાનું મન થાય. પરન્તુ નેલ્સનને એ ભયની ખબર હતી; અથવા કાંઇક દગાઇ છે એવો તેને શક ગયો, અને ફ્રેન્ચોની યુક્તિ ફોગટ ગઇ. હવે સંગ્રામની આબેહૂબ શરૂઆત થઇ. બન્ને કાફલામાંથી અગ્નિનો વર્ષાદ વરસવા લાગ્યો. કેટલાંક અંગ્રેજ વહાણો શત્રુ અને

કિનારાની વચ્ચે ઘુસ્યાં, કેમ કે તેમણે ધાર્યું હતું કે તે તરફની ફ્રેન્ચ તોપો ચલાવવાને સજ્જ માણસો રાખવામાં આવ્યાં નહિ હોય, એટલું જ નહિ પણ કદાચિત્ તોપો તરત ઉપયોગમાં લેવા જેવી સ્થિતિમાં યે નહિ હોય. શત્રુની બહારની બાજુ પર "વૅન્ગાર્ડે" પ્રથમ લંગર નાખ્યું, અને તરત જ ગોળાનો ભયંકર વર્ષાદ વરસાવ્યો, અને તેના રક્ષણ હેઠળ બીજાં ચાર વહાણો પસાર થઇને પોતાની નિયત જગ્યા લઇ શક્યાં. બ્રિટિશ કાફલાનાં ચાર વહાણો, ફ્રેન્ચો દેખાયા તે પહેલાં વિખુટાં પડી ગયાં હતાં; તે સંગ્રામની શરૂઆત થઇ ત્યારે ઘણે દૂર હતાં. સંગ્રામની શરૂઆત સાડા ૭ વાગે થઇ હતી. આશરે સાતેક વાગે રાત પડી, અને યુદ્ધ કરતા કાફલાઓની છૂટતી તોપો વિના બીજો પ્રકાશ જોવામાં આવતો ન હતો. બાકીનાં વહાણોમાં ટ્રાઉબ્રીજ સર્વને મોખરે ૭ માઇલ દૂર હતો. તે બીજાઓની માફક પાણી માપતો આવવા લાગ્યો. જેમ જેમ તે આગળ વધ્યો તેમ તેમ વધતા જતા અંધકારથી તેની મુસ્કેલીઓમાં વધારો થયો. તેનું વહાણ એકદમ જમીન પર લાગી ગયું, અને અનેક પ્રયત્નો કરવા છતાં ને તરતું થયું નહિ.

સંગ્રામ શરૂ થયા પછી પા કલાકની અંદર જ ફ્રેન્ચ હારનાં બે પહેલાં વહાણોના ડોલ તોડી પાડવામાં આવ્યા હતા; અને તે સમયે બીજાંને એટલું બધું નુકસાન કરવામાં આવ્યું હતું કે, વિજય ચોક્કસ થઇ ગયો હતો. સાડા આઠ વાગે ત્રીજા, ચોથા અને પાંચમા વહાણનો કબજો લેવામાં આવ્યો. તે દરમ્યાન નેલ્સનના માથા પર એક ગોળાનો સખ્ત ઘા પડ્યો. તે પટકાયો. પડતાં પડતાં તેને કેપ્ટન બેરીએ ઝીલી લીધો. લોહી ઘણું નીકળવાથી ભય લાગ્યો કે ઘા પ્રાણઘાતક નીવડશે. નેલ્સનને પોતાને પણ એમ લાગ્યું. લલાટની ચામડીનો એક મોટો કકડો હાડકાથી છૂટા થઇને એક આંખ પર ઝુકી પડ્યો હતો, અને બીજી આંખ નિસ્તેજ હોવાથી

તેને મન સઘળું અંધારું ઘોર, અને કાળું કાળું જ હતું. તેને નીચે લઇ જવામાં આવ્યો ત્યારે સર્જ્યન એક બાપડા ઘાયલ થયલાની સારવારમાં હતો. તેને મૂકી દઇ કુદરતી તેમ જ ક્ષમ્ય ઉત્સાહથી નેલ્સનની સારવાર કરવાને, તે દોડ્યો. તે વખતે નેલ્સને શૌર્યપૂર્વક ઉત્તર આપ્યો: " ના, મારા શૂરવીર બંધુઓ સાથે હું મારા વારા સુધી રાહ જોઇશ. " તેમ જ પોતાની પહેલાં જેઓ ઘવાયા હતા તેમની યોગ્ય સારવાર થયા પૂર્વે તેણે પોતાનો ઘા તપાસવા પણ દીધો નહિ. પોતાનો ઘા પ્રાણઘાતક છે, અને પોતે મૃત્યુવશ થવાની અણી ઉપર છે, એમ માનીને તેણે કાફલાના પાદરીને બોલાવી, પોતાના છેવટના શબ્દો પોતાની પ્રિયતમા લેડી નેલ્સનને પહોંચાડવાનું કહ્યું. હવે જ્યારે નેલ્સનને તપાસવાનો વારો આવ્યો, ત્યારે અત્યંત ચિંતાતુર મૌન વ્યાપી ગયું હતું. સર્જ્યને કહ્યું કે ઘા ઉપર-ઉપરનો જ છે, ઊંડો નથી, એટલે ભયનું કાંઇ કારણ નથી, ત્યારે ઘવાયલાઓનો અને અન્ય સર્વનો આનંદ માયો નહિ, અને તેથી નેલ્સનને પણ ઘણો હર્ષમિશ્રિત સંતોષ થયો. સર્જ્યને નેલ્સનને આરામ લેવાની વિનતિ કરી, અને પોતાનાથી બની શકે તેવી રીતે હુકમ પણ કર્યો; પરન્તુ નેલ્સન આરામ લઇ શક્યો નહિ. તેણે લખોટા લખવાને પોતાના સેક્રેટરી મી. કેમ્પએલને બોલાવ્યો. કેમ્પ-એલ પોતે ઘવાયો હતો; અને નેલ્સનના અંધ તથા દુઃખી સ્થિતિ જોઇને તેને એટલી બધી લાગણી થઇ આવી કે, તેનાથી લખી શકાયું નહિ. હવે પાદરીને બોલાવવામાં આવ્યો; પણ તે આવે તે પહેલાં પોતાના હંમેશના ઉત્સાહપૂર્વક તેણે પોતાના હાથમાં કલમ લીધી, અને થોડાક શબ્દો ઘસડી કાઢ્યા. હવે તે એકલો પડ્યો હતો. એટલામાં તુતક પર અચાનક બૂમ પડી કે, " ઓરીઅન્ટ અગ્નિનો ભોગ થઇ પડ્યું છે. " દોડધામમાં કોઇની મદદ લીધા વિના, કોઇની નજરે પડ્યા વિના નેલ્સન ઉપર ચડી આવ્યો; અને તેને હલેસાના

તુતક પર જોઇને સઘળા આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા; શત્રુને મદદ કરવાને મછવા મોકલવાના તરત જ તેણે હુકમો આપ્યા.

નવ વાગ્યા પછી થોડા સમયમાં "ઓરીઅન્ટ" પર આગ ફાટી નીકળી હતી. બ્રુએસ મરણ પામ્યો હતો. તેને ત્રણ ઘા પડયા હતા, છતાં તેણે પોતાની જગા છોડી નહિ; ચોથા ઘાએ તેના લગભગ બે ટુકડા કરી નાખ્યા. આગના ભડકા તેના વહાણમાં જલદી પથરાઇ ગયા. આ ભડકાના પ્રચંડ પ્રકાશથી બંને કાફલાની સ્થિતિ હવે જોઇ શકાતી હતી. બંનેના વાવટા સ્પષ્ટ દેખાતા હતા. આશરે દશ વાગે એક ગગનભેદક ધડાકા સાથે વહાણ ઉડી ગયું, બંને કાફલા તરત જ ચૂપ થઇ ગયા, નિઃસ્તબ્ધ મૌન પથરાયું, ઊંચે આકાશમાં ઊડી ગયલા તેના કડકા પાણીમાં પડયા તેના અવાજે આ નિઃસ્તબ્ધતાનો ભંગ કર્યો. "ઓરીઅન્ટ"ના આશરે ૭૦ જણાઓને અંગ્રેજ મછવાઓએ બચાવી લીધા હતા. સેંકડો એન્જન થયા હતા. તેમાં ૬,૦૦,૦૦૦ પાઉંડ જેટલું નાણું હતું, તે પોતાના ઉત્પત્તિસ્થાન સમુદ્રને તળિયે ગયું. થોડોક સમય ગયા પછી તોપોનો ગડગડાટ ફરીથી શરૂ થયો, અને લગભગ ત્રણ વાગ્યા સુધી તે ચાલ્યો. પહો ફાટતા માલૂમ પડયું કે, શત્રુનાં માત્ર પાછલા ભાગનાં બે વહાણોના વાવટા ઊડતા હતા; મધ્યાહ્ને પહેલાં લડાઇમાં ન ઉતરેલા હોવાથી તેમણે લંગર કાપી નાખ્યાં, અને બે નાનાં લડાયક વહાણો સાથે સમુદ્ર તરફ ચાલ્યાં ગયાં. "ઝેલસ"તેમની પાછળ પડયું પરન્તુ કેપ્ટન હુડને મદદ આપવાની સ્થિતિમાં બીજું કોઇ વહાણ ન હતું, એટલે તેને પાછું બોલાવવામાં આવ્યું. સામાન્ય રીતે એમ માનવામાં આવતું કે, જો નેલ્સન ઘવાયો ન હોત તો આમાંનું એક પણ વહાણ છટકવા પામત નહિ. આખા કાફલામાંથી ફક્ત આ ચારના વહાણો જ છટકી શકયા, નૌકાસૈન્યના ઇતિહાસમાં આ વિજય સંપૂર્ણમાં સંપૂર્ણ અને અતિશય ગૌરવશાલી નીવડયો.

મોટાં ૧૩ વહાણોમાંથી ૯ પકડવામાં આવ્યાં હતાં; ચાર નાનાં વહાણોમાંથી એક ડુબાડવામાં આવ્યું, અને બીજાંને તેના કેપ્ટને સળગાવી દીધાં. બ્રિટિશોના કુલ્લ ૮૯૫ માણસો મરાયા અને ઘવાયા હતા. વેસ્ટકૉટ નામનો એક જ કેપ્ટન પડયો હતો. ઘવાયલાઓ સહિત ૩,૧૦૫ ફ્રેંચોને કેદીઓની અદલાબદલી કરવાના વહાણ મારફતે કિનારે મોકલવામાં આવ્યા હતા, અને ૫૨૨૫ મરણ પામ્યા હતા.

વિજય સંપૂર્ણ થયો કે તરત જ જે પ્રભુએ વિજય આપ્યો હતો, તેની પ્રાર્થના દરેક વહાણમાં કરવાનો હુકમ નેલ્સને ફેરવ્યો, અને ગંભીરતાપૂર્વક પ્રાર્થના કરવામાં આવી. આવો સરસ વિજય મળ્યો, પણ સાધનોના અભાવે નેલ્સન તેનો વધારે લાભ લઇ શકયો નહિ. જો નાના વહાણો આ સમયે તેની પાસે હોત તો અલેકઝાન્ડ્રીઆના બંદરના કોઠારનાં વહાણો અને લઇ જવા લાવવાના વહાણોનો નાશ કર્યા વિના તે રહેત નહિ. બોમ્બ ફેંકવાનાં ચાર વહાણોવડે તે સઘળાને થોડાક કલાકોમાં તે ફુંકી મુકત. વળી નેલ્સનને શારીરિક વ્યથા પણ ઘણી વેઠવી પડી હતી. તેને વાગેલા ઘાથી એટલો બધો આઘાત થયો હતો કે તેના માથામાં ઘણું જ દરદ થતું, અને તેની સાથે માંદગી લાગુ હતી તેથી માથાની ખોપરી ગઇ હશે એવો તેને ભય રહ્યા કરતો હતો. પરંતુ એટલી બધી વ્યથા થવા છતાં એને પુષ્કળ પરિશ્રમ લેવો પડતો તે છતાં નેલ્સન હજી વિજયનાં સર્વ પરિણામોનો વિચાર કરી શકતો, અને તેમાંથી મળેલો કોઇ પણ લાભ એળે ન જાય તે હેતુથી તેણે હિંદુસ્તાનમાં મુંબાઇના ગવર્નર પર લખોટા આપીને એક અધિકારી મોકલાવ્યો, જેમા ફ્રેંચો ઇજીપ્ત સુધી આવ્યાના, તેમના કાફલાના સંપૂર્ણ નાશના, અને તેને પરિણામે એ પ્રચંડ કાફલાના ભયથી હિંદ મુક્ત થયાના સમાચાર નેલ્સને આપ્યા. આ પ્રમાણે જે ખબર હિંદ પહોંચી તે મહત્ત્વની હતી, કેમ કે તે જ અરસામાં ભયના

જોખમના પ્રમાણમાં બચવાની તૈયારીઓ મોટા પાયા પર કરવાના હુકમો આવ્યા હતા; અને જો એ ખબર પહોંચી ન હોત તો અસાધારણ ખર્ચ કરવામાં આવ્યો હોત. એ ખર્ચ હવે બચ્યો.

નેલ્સન હવે પ્રસિદ્ધિને શિખરે પહોંચ્યો. તેના વિજયથી જે સંસ્થાનો, રાજાઓ અને રાજ્યોને આરામ મળ્યો તે સર્વેએ અભિનંદનપત્રો, બક્ષીસો અને માનનો વર્ષાદ વરસવા માંડયો. તુર્કસ્તાનના સુલ્તાને કીંમતી ભેટો મોકલાવી. ઝાર પૉલ અને સાર્ડિનિઆના રાજાએ પણ અભિનંદન પત્રોની સાથે ભેટો મોકલાવી. નેપલ્સમાં પણ એને ઘણું માન મળ્યું. તેની પોતાની જન્મભૂમિમાં રાજાએ સરસ માન આપ્યું. તેને બેરન નેલ્સન ઓફ ધી નાઇલ એન્ડ ઓફ બર્નહામ-થોર્પ બનાવવામાં આવ્યો, અને તેની પોતાની જીંદગી તેમ જ તે પછીની બે પેઢીઓની જીંદગી સુધી દર વર્ષે ૨૦૦૦ પાઉંડનું પેન્શન બાંધી આપવામાં આવ્યું. દીવાને આમમાં જ્યારે આ પદવી આપવાની ચર્ચા થઇ ત્યારે જનરલ વૉલ્પોલે અભિપ્રાય દર્શાવ્યો કે એનાથી વધારે ઉચ્ચ પદવી અપાવી જોઇએ. પરન્તુ એ સવાલ પડતો મૂકવામાં આવ્યો. મી. પીટે જવાબ આપ્યો કે, એ પ્રશ્નમાં ઉતરવું અનાવશ્યક છે. તેણે કહ્યું: " એડમીરલ નેલ્સનની ખ્યાતિ બ્રિટિશ નામ ટકશે ત્યા સુધી ટકશે; અને યાદ કરવામાં આવશે કે ઇતિહાસમાં મોટામાં મોટો નૌકાવિજય તેણે મેળવ્યો હતો, ત્યારે તેને બેરન, વાઇકાઉન્ટ, કે અર્લ બનાવવામાં આવ્યો હતો તેનો પ્રશ્ન કરવાનો કોઇને વિચાર પણ નહિ આવે. " આ દલીલ કાંઇક વિચિત્ર તો લાગે જ છે. તેમ હોય તો કોઇ પણ પદવી આપવાનો વિચાર શા માટે કરવામાં આવ્યો હતો ? તથાપિ એટલું તો સત્ય જ છે કે, નેલ્સનની ખ્યાતિ હવે એટલી બધી વધી ગઇ હતી કે, સઘળી પદવીઓ અને ખિતાબો તેની આગળ ઝાંખા પડી જતા હતા.

નેલ્સનના વિજયનું મહત્ત્વ સર્વ દિશાઓમાં સ્વીકારવામાં

આવ્યું હતું. ઇસ્ટ ઇંડીઆ કંપનીએ નેલ્સનને ૧૦,૦૦૦ પાઉંડ આપ્યા; ટર્કી કંપનીએ એક બખ્તરની ભેટ આપી; લંડન શહેરે તેને અને તેના દરેક કેપ્ટનને અકકેક તલવારની ભેટ આપી; કેપ્ટનોને સોનાના ચાંદ આપવામાં આવ્યા, અને સઘળાં વહાણોના પ્રથમ લેફટેનન્ટોના પગારમાં વધારો કરી આપવામાં આવ્યો. "કલ્લોડન"-નો કેપ્ટન ટ્રાઉબ્રીજ પોતાનું વહાણ જમીનપર લાધી જવાથી આ પ્રખ્યાત સંગ્રામમાં ભાગ લઇ શકયો ન હતો. તેને માનચાંદમાંથી દૂર રાખવાનો વિચાર કરવામાં આવ્યો હતો, પરન્તુ તેમ ન થવા દેતા નેલ્સને તેની પણ કદર કરાવી.

જે નાના વહાણોની થોડાક દિવસો પહેલાં તેને ઘણી જ જરૂર હતી, તેમાંના ૩ વહાણો સંગ્રામ સમાપ્ત થયા પછી બારમે દિવસે નેલ્સનને પાછા આવી મળ્યાં. ચોથું હજી થોડાક દિવસો પછી આવ્યું. આ પ્રમાણે નેલ્સનને કેટલાક લખોટા મળ્યા, જેથી નેપલ્સ પાછા જવાની તેને જરૂર પડી. ઇજીપ્ત છોડતા પહેલાં તેણે પકડાયલાં વહાણોમાંથી ત્રણ બાળી દીધાં. જીબ્રાલ્ટર જવાને માટે તેમને તૈયાર કરતાં એક માસ લાગત, અને તેમ કરતાં ખર્ચ પણ પુષ્કળ વેઠવો પડે, એ તેને સલાહકારક લાગ્યું નહિ. આથી તેણે એટલું નુકસાન વેઠી લેવાનો નિશ્ચય કર્યો. પકડાયલાં બાકીનાં ૭ વહાણો પોતાની આગળ રવાના કરીને "ઝેલસ" ના કેપ્ટન હુડને પાંચ વહાણો સાથે અલેક્ઝાન્ડ્રીઆ આગળ મૂકયો, અને યુદ્ધ પછી સત્તરમે દિવસે પોતે પાછો ફર્યો.

---

# પ્રકરણ ૬.

## ઇટલીમાં વિજય—ફ્રેન્ચોનો પરાજય. ( ૧૭૯૮-૧૮૦૦ )

"Illustrious acts high raptures do infuse
And every conqueror creates a muse."

*E Waller.*

આ ભારે પરિશ્રમ અને તીવ્ર માનસિક ચિંતાની લાંબા સમયની અસરથી, નેલ્સનની તબીયત લથડી. ઇજીપ્તથી ઇટલી જતા તેને તાવ ભરાઇ આવ્યો. અરાઢ કલાક સુધી તેને માટે આશા મૂકી દેવામાં આવી હતી; અને વ્યાધિ શમવા લાગ્યો, તથા તુતક પર પાછા આવવાની શકિત આવી એટલે સુધી આરામ થયો તો પણ તેને પોતાને જીંદગીનો અંત નજીક આવતો લાગતો હતો. તાપની ગરમી અને કફથી તેનામા એટલી બધી નબળાઇ આવી ગઇ હતી. રસ્તામાં તેણે અર્લ સેંટ વિન્સેન્ટને એક પત્ર લખ્યો, તેમા હવે પોતે તેનું મુખ જોઇ શકશે નહિ એવો ભય સ્પષ્ટ શબ્દોમાં દર્શાવ્યો; પરંતુ નેપલ્સમાં તેની સારી રીતે બરદાસ્ત કરવામા આવી. તેના પરમમિત્ર સર વિલિયમ હેમીલ્ટન અને તેના કુટુંબે તેની સારી કાળજી રાખી. નેલ્સનને જો મૈત્રીનો જ ઉપભોગ કરવાનો હોત તો તે ઘણો સુખી હતો. પરંતુ નિએપોલીટન રાજસભાનું યથાર્થ સ્વરૂપ તેને સમજાયુ હતું, અને પોતાના પ્રવાસમા જ તેણે નેપલ્સ જવા તરફ અણગમો બતાવ્યો હતો. ત્યાં જવાની ફરજ પડવાથી જ તે ત્યાં ગયો. એમ છતાં નેલ્સનને ત્યાં અત્યંત સદર્પ આવકાર આપવામા આવ્યો.

અબુકરના યુદ્ધ પહેલાં નેપલ્સની સરકાર પોતાના અસ્તિત્વને માટે ભયભીત હતી. તેમને ફ્રેંચોનો ઘણો ભય અને ત્રાસ હતો. નેલ્સનના વિજયથી તેઓ આ ભય અને ત્રાસમાંથી કેટલેક અંશે મુક્ત થયા હતા; તેથી તેમણે તેને અંતઃકરણપૂર્વક આવકાર આપ્યો. નેપલ્સની રાણી મેરીઆ થેરેસાની પુત્રી અને મેરી એન્ટોઇનેટની બહેન થતી હતી. પણ ફ્રેંચોના વર્તનથી તેને પણ ત્રાસ ઉપજ્યો હતો. બળવાખોર વિચારોની પ્રગતિથી તેને પોતાની બહેનની અવદશા, હંમેશાં યાદ આવતી હતી, અને પોતાના ભાવિને માટે તેના મનમાં ભય રહ્યા કરતો હતો. વિજયની ખબર મળતાં તેને બેહદ આનંદ થયો. તેની નિત્યની માનીતી સખી લેડી હૅમીલ્ટન એ સમયે હાજર હતી, તે તેનું વર્ણન આપતા કહે છે કે, તેના આનંદનું વર્ણન કરવું શક્ય નથી; તે રડી; પોતાના પતિને અને બાળકોને તેણે ચુંબન કર્યું; ઓરડામાં ઉન્માદપૂર્વક ફરી; એકવાર ફરીથી આંસુ પાડ્યાં, અને પોતાની પાસેના દરેક જણને ભેટીને ચુંબન કર્યું; અને ઉદ્‌ગારો કાઢ્યા કે, ' ઓ શૂરવીર નેલ્સન ! ઓ પ્રભુ ! અમારા બહાદૂર મુક્તિદાતાને સુખી કર અને સુરક્ષિત રાખ ! ઓ નેલ્સન ! નેલ્સન ! અમે તારાં કેટલાં ઋણી છીએ ! ઓ વિજેતા ! ઇટલીના સંરક્ષક ! અરે ! અમે તેનાં કેટલાં ઋણી છીએ તે મારૂં પ્રફુલ્લ હૃદય તેને રૂબરૂ હવે કહી શકે તે તો કેવું સારૂં ! " એ પ્રસંગે તેણે લંડનના નિઓપોલીટન એલચીને એક પત્ર લખ્યો હતો તે પરથી તેના હૃદયનો સંપૂર્ણ આનંદ અને વિજયથી ઉદ્‌ભવેલી મોટી મોટી આશાઓ માલૂમ પડે છે. તેણે લખ્યું," હું ઇચ્છું છું કે સમાચાર આણનારને અને સાથે સાથે અમારી અત્યંત હૃદયગત આભારવૃત્તિને હું પાંખો આપી શકું. ઇટલીના આખા સમુદ્ર–કિનારાનું સંરક્ષણ થયું છે; અને એ ઉદાર અંગ્રેજોને જ આભારી છું. આ યુદ્ધ, અથવા અધિક શુદ્ધતાપૂર્વક કહું તો, રાજહત્યા કરનાર કાફલાનો આ

સંપૂર્ણ પરાજય આ શૂરવીર નૌકાસેનાપતિના પરાક્રમે પોતાના શત્રુઓના કાળરૂપ નૌકાબળની સહાય વડે મેળવ્યો. વિજય એટલો સંપૂર્ણ છે કે, અદ્યાપિ હું ભાગ્યે જ તે માની શકું છું; અને સમુદ્ર પર મહાન્ પરાક્રમો કરવાને ટેવાયલી બહાદુર અંગ્રેજ પ્રજા ન હોત તો, એમ બન્યું છે, એ હું માની શકત નહિ. મારાં બાળકો, છોકરાઓ અને છોકરીઓને મારી ખાંધે વળગીને સુખજનક સમાચાર સાંભળી રડતાં જોયાં હોત તો તમને ઘણી લાગણી થઇ આવત. એ વીરની તેના ઉપરી સન્મુખ ભલામણ કરજો. અંગ્રેજો માટેના આનંદાશ્ચર્યથી એણે સમગ્ર ઇટલી ભરપૂર બનાવી દીધું છે. એની બહાદુરીથી કાંઇક લાભ થશે એવી મહાન્ આશાઓ રાખવામા આવી હતી, પરંતુ આટલા સંપૂર્ણ વિનાશની ધારણા કોઇ બાંધી શક્યું ન હતું. અહીં સર્વ આનંદથી પ્રમત્ત બની ગયાં છે. ”

રાજકુટુંબની આવી લાગણીઓ હોવાથી કેવા હર્ષથી, કેવા માનથી નેલ્સનને આવકાર આપવામા આવ્યો હશે, તે સારી રીતે કલ્પી શકાય. ૨૨ મી સપ્ટેમ્બરે “વૅન્ગાર્ડ” ભાગી તૂટી હાલતમાં નેપલ્સની નજીક આવી પહોંચ્યું. “ કલ્લોડન ” અને “ અલેક્ઝાન્ડર ” તેની આગળ કેટલાક દિવસો પહેલા પહોંચી ગયાં હતા, અને નેલ્સનના આગમનના સમાચાર આપી દીધા હતા. સંગીત અને ધ્વજાપતાકા, આનંદ અને વિજયના પ્રત્યેક ચિહ્નસહિત સેંકડો મછવાઓ અને ક્રીડાનૌકાઓ તૈયાર રાખવામા આવ્યાં હતાં. સર વિલિયમ અને લેડી હેમીલ્ટન પોતાની રાજનૌકામા સર્વથી મોખરે હતા. રાજા પણ શાહી ક્રીડાનૌકામાં નવ માઇલ સુધી તેને આવકાર આપવાને ગયો હતો, અને ઇટલીના મુક્તિદાતા અને સંરક્ષક તરીકે નેલ્સનને સંબોધ્યો, તેમ જ પુષ્કળ માન આપ્યું. તેના આગમન પછી એક અઠવાડિયે નેલ્સનનો જન્મદિવસ હતો, તે પણ ઘણી

સરસ રીતે ઉજવવામાં આવ્યો હતો. તેની આસપાસ આનંદોત્સવ થઇ રહ્યો હોવા છતાં, અને સઘળા તેને અત્યંત માન આપતા હોવા છતાં નેલ્સનને તેમની અધમતા અને નિર્બળતાનું સંપૂર્ણ જ્ઞાન હતું. તેણે ઉદ્ગાર કાઢયાઃ " નેપલ્સ અને વિયેનાની સરકારો કેવી મૂલ્યવાન પળો ગુમાવે છે ! ત્રણ માસમાં ઇટલી મુક્ત થશે; પરન્તુ અહીંની સરકાર એટલી નિર્વીર્ય છે કે, તે મંગળ ઘડી ગુમાવવામાં આવશે. હું અત્યંત અસ્વસ્થ છું; અને તેમના દુઃખજનક વર્તનથી મારો ચીડિયો સ્વભાવ શાન્ત પડે એવો સંભવ નથી. આ દેશ સારંગીઓ વગાડનારાઓનો અને કવિઓનો, વ્યભિચારીઓનો અને દુરાત્માઓનો છે. " તેમની નાશકારક નિર્બળતાનો આ અભિપ્રાય તેના મનમાંથી દૂર થયો નહિ. નિએપોલીટન મંત્રીઓની મૂર્ખાઇ અને છલકપટથી, અને દેશ જે દુઃખો નીચે કચડાતો હતો તેનાથી તે કદાપિ અજ્ઞાત ન હતો. પરન્તુ જે રાજસભાના ગેરવહીવટને દેશની દુઃખદ સ્થિતિ આટલી બધી આભારી હતી તે દરબારને માટે લેડી હેમીલ્ટનના પ્રભાવથી અજાણ્યે તેને મમતા ઉત્પન્ન થઇ. માયાળુ સ્વભાવ વડે, અને આકર્ષક મોહકશકિત વડે તેણે નેલ્સનનું હૃદય જીતી લીધું હતું. આ સમયે તેને પત્ર લખતાં અર્લ સેંટ વિન્સેન્ટ કહે છે કે " અમારા અમૂલ્ય મિત્ર નેલ્સનનું આરોગ્ય સ્વસ્થ કરવા માટે આપ બાનુને કૃતજ્ઞતાપૂર્વક સહસ્ત્રાવધિ ઉપકાર ધરે છે, કેમ કે આ રાક્ષસોએ યુરોપની બાકીની જે સરકારો અવ્યવસ્થિત કરી નાખી નથી, તેમનું ભવિષ્ય તેના જીવન પર આધાર રાખે છે. હું વિનતિ કરૂં છું કે, તમારી મોહક નિએપોલીટન લલનાઓને તેની અત્યંત નજીક જવા દેશો નહિ, કેમ કે તે લોહીમાંસનો બનેલો છે, અને તેમનાં પ્રલોભનોની સામે ટકી શકશે નહિ. " લેખકને ક્યાંથી જ્ઞાન હોય કે, જેને માટે ભય દર્શાવી રહ્યો છે, તે જ વ્યક્તિને ઉપલા શબ્દો સંબોધાયા હતા.

નેપલ્સની સ્થિતિ થોડાક શબ્દોમાં વર્ણવી શકાશે. રાજા સ્પેનીશ બુર્બોનોમાંનો એક હતો. રાજાઓ કેટલી દુષ્ટ બુદ્ધિના બનો જાય છે, તેનાં કેટલાંક ઉદાહરણો સીઝર જેવા રાજાઓએ પૂરાં પાડ્યાં છે તેવી રીતે તેમની બુદ્ધિની અવનતિ પણ કેટલી બધી થાય છે, તેનો પૂરાવો આ કુટુંબમાં મળતો હતો. રાજા ફર્ડિનાન્ડ એ વંશના અન્ય રાજાઓની માફક શિકારનો ઘણો જ શોખી હતો, અને બીજા કશા માટે દરકાર કરતો નહિ. તેની રાણીને મોજમઝા, આનંદવિલાસ પ્રિય હતાં. રાણીને આનંદવિલાસ મળે, અને રાજાને શિકારની ગંમત મળે એટલે બસ. મહેસુલ કેવી રીતે ઉઘરાવવામાં આવે છે, અથવા તેનો વહીવટ કેવો કરવામાં આવે છે, તેની તેઓ દરકાર કરતાં નહિ. અલબત્ત, દરેક ખાતામાં, રાજ્યવહીવટની પ્રત્યેક શાખામાં ઊંચેથી નીચે સુધી અત્યંત દુષ્ટ અને અત્યંત ધૃષ્ટ ભ્રષ્ટતા વ્યાપેલી હતી. સાહિત્યથી અને વધારે સારા દેશો સાથેના વ્યવહારથી કેટલાક નિઓપોલીટનોમાં વધારે સારી વસ્તુસ્થિતિની ભાવના જાગૃત રહી હતી. કુદરતી રીતે ઉત્ક્રાન્તિની શરૂઆતમાં એ લોકોએ ફ્રાંસ પર વિશ્વાસ રાખ્યો હતો, અને ઉત્ક્રાન્તિના સર્વ દારૂણ સ્વરૂપમાં તેઓ હંમેશા આશાવંત હતા કે, ફ્રાન્સની મદદથી તેઓ નેપલ્સમાં નવીન વસ્તુસ્થિતિ ઉપજાવવા શક્તિમાન્ બનશે. તેમની રાજ્યપદ્ધતિ અત્યંત ખરાબ હોવાથી તેઓ કોઇ પણ ફેરફારને અભીષ્ટ ગણતા હતા. વાત એટલે સુધી વધી ગઇ હતી કે, સર્વોરે ભિન્ન ભિન્ન અભિરુચિના માણસો આમાં એકમત હતા. અમીરઉમરાવો પોતાનું ઉપરીપણું પાછું મેળવવાને માટે ઉત્ક્રાન્તિની ઇચ્છા કરતા હતા; ધનવાન બનવાની લાલચથી ધનહીન લોકો તેની પ્રતીક્ષા કરતા હતા. ઉત્ક્રાન્તિના સંચાલનને આગળ વધારવાને દુષ્ટ અને કપટી લોકો ફ્રેન્ચો પાસેથી નાણાં ખાતા હતા; અને અત્યંત ચોકખા અને ઉમદા આશયોથી થોડાક સંસ્કારી અને દેશપ્રેમી જનોએ જ

એ પક્ષનો સ્વીકાર કર્યો હતો.આ *સર્વને ' જેકોબીન 'ના સામાન્ય નામથી ઓળખવામાં આવતા હતા, અને અંગ્રેજોને જેકોબીનો પ્રત્યે ઘણો જ તિરસ્કાર હતો.

યુરોપ ખંડનાં કેટલાંક અતિમૂઢ અને નિંદ્ય રાજ્યો સાથે ઇંગ્લાંડને ગાઢ મિત્રભાવ હતો. આ સમયે યુરોપના ઉત્તમ હિતોને માટે એ મિત્રભાવ અત્યંત પ્રતિકૂલ હતો. એથી એ રાજ્યોની જે પ્રજા સ્વતન્ત્રતા ચાહતી, તે ઇંગ્લાંડની દુશ્મન બની હતી, અને તેમને ફ્રાન્સ પ્રિય લાગતું હતું. પોતાને કચરી નાખનાર દુઃખોની પેલી મેર તેઓએ કશું જોયું નહિ. ઇંગ્લાંડે ફ્રેન્ચ ઉત્ક્રાન્તિનો ભયસત્ય સ્વરૂપમાં જોયો, પરન્તુ લોકોનાં દુઃખો તરફ તેણે નજર કરી નહિ, અને પરિણામે પહેલાં જે રાજ્યપદ્ધતિઓ તે ધિક્કારતું, તેમને પણ મદદ આપવાની તેને ફરજ પડી. નેલ્સનના મનમાં એમ હતું કે, ફ્રાન્સનો ગર્વ ટાળવામાં નહિ આવે, તેનું બળ તોડવામાં નહિ આવે, ત્યાં સુધી યુરોપમાં સુલેહશાન્તિ ટકી શકશે નહિ. ફ્રાન્સના સર્વ મિત્રોને તે રાજ્યદ્રોહી અને દેશદ્રોહી ગણતો. પોતે ગેરવહીવટની જે પદ્ધતિ વારસામાં મેળવી હતી તે ચાલુ રાખવામાં ગુન્હો થાય છે, એવું જ્ઞાન ન હોવાથી નેપલ્સની સરકાર એમ ધારતી કે, વસ્તુસ્થિતિને પૂર્વવત્ ટકાવી રાખવામાં તેમના પોતાના

* ફ્રેન્ચ ઉત્ક્રાન્તિવાદીઓએ રાજ્યબંધારણના મિત્રોની સભા ( સોસાઇટી ઓફ ફ્રેન્ડ્ઝ ઓફ ધી કોન્સ્ટીટયુશન ) નામક એ સભા ૧૭૮૯માં સ્થાપી હતી. તેના સભ્યોને જેકોબીનના નામથી ઓળખવામાં આવતા હતા. પેરીસમાં જેકોબીન મઠમાં તેઓ એકઠા મળતા હતા. તેથી તેમને ઉપલા નામથી ઓળખવામાં આવતા હતા. રોબ્સ પિયર તેનો આગેવાન હતો. ૧૭૯૪ ના નવેમ્બરમાં એ સભાને દાબી દેવામાં આવી હતી.

હક્કો ટકી રહેતા હતા, અને ફ્રાન્સમાં જે ત્રાસ વર્તાવવામાં આવ્યો હતો તેવા ત્રાસમાંથી લોકોનું સંરક્ષણ થતું હતું. નિએપોલીટન ઉત્ક્રાન્તિવાદીઓ એમ ધારતા કે, રાજ્યપદ્ધતિમા સંપૂર્ણ ફેરફાર થયા વિના વર્તમાન અનિષ્ટોમાંથી કાંઇ પણ મુક્તિ મળવી અશક્ય હતી, અને તે ફેરફાર કરવાને માટે કોઈ પણ ઉપાયો યોજવા તેમને વાજબી લાગતા હતા. બન્ને પક્ષો જાણતા હતા કે, નેપલ્સમાં ઉત્ક્રાન્તિ કરાવવાનો ફ્રેન્ચોનો દૃઢ ઇરાદો હતો. ઉત્ક્રાન્તિના પક્ષકારો ધારતા કે, એથી સ્વતન્ત્ર રાજ્યપદ્ધતિ સ્થપાશે; ત્યારે ત્યાંની સરકાર અને સર્વ નિઃસ્વાર્થ વ્યક્તિઓને સંપૂર્ણ જ્ઞાન હતું કે, ઝુલ્મ અને લૂંટ વિના શત્રુનો બીજો કાંઇ પણ હેતુ ન હતો.

નાઇલ નદીના સંગ્રામે ફ્રાન્સની સત્તાને હચમચાવી નાખી. જ્વલંત વિજયો મેળવનાર ફ્રાન્સનો, સરદાર બોનાપાર્ટ અને તેનું સુનંદુ લશ્કર ઇજીપ્તમાં ઘેરાઇ ગયા હતા, અને તેમના પાછા ફરવાની આશા લગભગ છોડી દેવામાં આવી હતી. રાજ્યતન્ત્ર બુદ્ધિહીન, ચારિત્રહીન પુરૂષોના હાથમાં હતું. તેઓમાં પુષ્કળ મતભેદ પણ હતો. ઑસ્ટ્રીઆએ બોનાપાર્ટના ભયથી સંધિ કરી હતી, તેણે પણ આ અણીનો લાભ લઇને ફરીથી યુદ્ધ તાજું કર્યું. રૂશિયા પણ તાજું લશ્કર લઇને એક બાહોશ અને કુશળ સરદારની આગેવાની હેઠળ રણાંગણમાં ઉતરવાની તૈયારી કરી રહ્યું હતું. ફ્રાન્સની સામે થવાને યુરોપના રાજ્યોએ આ પ્રમાણે સંપ કર્યો, અને પોતાનો વિનાશ ઢુંકડો જોઇને, અને ભયની સામે થવામા જ તેને ટાળવાનો એકલો ઉપાય છે, એમ વિચારીને લાંબા વખત સુધી આમતેમ ઝોલાં ખાધા પછી, અંતે આ નવા એકસંપમાં ૮૦,૦૦૦ના સૈન્ય સાથે જોડાવાનું નેપલ્સે કબુલ્યું. નેલ્સને રાજાને સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે, બેમાંથી એક વાતની તેને પસંદગી કરવી પડશે. જેના પલ્લામાં ન્યાય હશે તેને ઈશ્વરનો આશીર્વાદ મળશે એવો વિશ્વાસ

રાખીને અને લડતાં લડતાં મૃત્યુને ભેટવાને સજ્જ થઇ આગળ વધવું, અથવા શાંત રહીને લાતો ખાઇ પદભ્રષ્ટ થવું—એમાંની એક વાત તો બનવી જ જોઇએ. રાજાએ જવાબ આપ્યો, "હું આગળ વધીશ અને ઇશ્વિર પર તેમ જ નેલ્સન પર શ્રદ્ધા રાખીશ." અલેક્ઝાન્ડ્રીઆમાં ફ્રેંચ વહાણોનો નાશ કરવાને માટે નેલ્સન ઇજીપ્ત પાછો જવાનો હતો, તેણે નિઍપોલીટન સરકારની ઇચ્છાથી એ વિચાર માંડી વાળ્યો અને લશ્કરની હીલચાલમાં ઉપયોગી થવાની આશાથી રહેવાનો તેણે નિશ્ચય કર્યો. વળી એને એવો પણ શક સકારણ ગયો હતો કે, પોતાના કાફલાને ત્યાં ટકી રહેવાની એટલી બધી માગણી કરવામાં આવી હતી તેનું કારણ એ હતું કે, જો કાંઇ અણધાર્યો બનાવ બને તો પોતાના વાવટા કરતા બ્રિટિશ વાવટા હેઠળ રાજકુટુંબ વધારે સુરક્ષિત રહી શકશે, એમ ધારવામાં આવતું હતું.

તેનો પ્રથમ ઉદ્દેશ માલ્ટા પાછો મેળવવાનો હતો. એ ટાપુ પર પોતાનો હક્ક છે, એમ નેપલ્સના રાજાએ કહ્યું. માલ્ટાના લોકો, પોતાના કાર્યને શોભે એવા અતિ પ્રશંસનીય જુસ્સો અને એકસંપથી, અતિલોભી ફ્રેન્ચો સામે થયા. જમીન પર તેમણે કિલ્લામાંના રક્ષણ કરતા ફ્રેન્ચ લશ્કરને ઘેરો ઘલાવ્યો, અને ૧૨ મી ઑક્ટોબરે કેપ્ટન બૉલના હાથ નીચે એક નાના કાફલાએ સમુદ્રમાર્ગે ઘેરો ઘાલવાની શરૂઆત કરી. ૧૨ દિવસ પછી નેલ્સન આવી પહોંચ્યો. તેણે કહ્યું: "મને શક હતો તેવી જ સ્થિતિ છે; નેપલ્સમાંના પ્રધાનો ટાપુની સ્થિતિ વિષે કાંઇ જાણતા નથી. શહેરનું એક પણ ઘર કે કરાડ (સંરક્ષણ માટે નાખેલો માટીનો ટેકરો) ટાપુના રહેવાસીઓના કબજામાં નથી: અને માર્કિવસ ડી. નિઝા અમને કહે છે કે, તેમને હથિયારો, ખોરાક અને મદદની જરૂર છે. ટાપુમાં કોઇ નિઍપોલીટન અમલદાર છે કે નહિ એની તેને ખબર નથી; જો કે મારી પાસે તેમનાં નામ છે તો પણ કદાચિત્ કોઇ પણ આવ્યા

નહિ હોય; અને માર્કિવસના વર્ણન પરથી અત્યંત ચોકકસ છે કે, સીરેકયુસ અથવા મેસીનાના ગવર્નરોએ કોઇ પણ ચીજોનો જથ્થો મોકલાવ્યો નથી." માલ્ટા પર આધાર રાખતા ગોઝો નામના નાના ટાપુને પણ ફ્રેન્ચોએ સર કરીને તેના સંરક્ષણ માટે લશ્કર મૂકયું હતું. તે ટાપુ પણ નેલ્સનના આવવા પછી જલદી શરણે આવ્યો, અને સીસીલીના રાજાના નામથી બ્રિટિશોએ તેનો કબજો લીધો. કબજો લીધેલો જોયા પછી, અને કૅપ્ટન બૉલને મદદ આપી સરળ બનાવ્યા પછી, તે બાહોશ ટંડેલને માટે અત્યંત પરિશ્રમવાળુ અને મહત્ત્વનું કામ કરવાનું રહેવા દઇ, પોતે નિઍપોલીટનોની ધારેલી હીલચાલોમાં સહકાર્ય કરવાને, પાછો ગયો.

જનરલ મૅક નિઍપોલીટન લશ્કરનો સરદાર હતો એને માટે અત્યંત પ્રશંસા કરવામા આવતી હતી; પરન્તુ નેલ્સને, એક બે પ્રસંગો જોઇને તેની શકિત માટે ઘણો હલકો અભિપ્રાય બાંધ્યો હતો. મૅક ૩૨ હજાર માણસો લઇને રોમન સંસ્થાનમા કુચ કરી ગયો, ત્યારે લેઘોર્નનો કબજો લેવાને બ્રિટિશ અને પોર્ચુગીઝ કાફલામાં ૫ હજાર નિઍપોલીટનો ચઢાવવામાં આવ્યા હતા. કોઇ પણ પ્રકારના વિરોધ વિના લેઘોર્નનો કબજો લેવાયો. નિઍપોલીટન સરદાર નહેલ્લીએ લેઘોર્ન આગળના ફ્રેન્ચ વહાણો પકડવાની ના પાડી. ટરકન રાજસભામાંના એલચી ડયુક ડી સૅન્ટ્રોએ કહ્યું: "નેપલ્સનો રાજા ફ્રાન્સ સાથેના યુદ્ધમાં ઉતર્યો નથી." નેલ્સને કહ્યું: " શું! ગોઝોમાં લેવામાં આવેલો પ્રજાસત્તાક વાવટો પોતે મેળવેલી જીત તરીકે રાજાએ લીધો નથી ? તેનો પોતાનો વાવટો તેની પરવાનગીથી જ નહિ પરંતુ તેના હુકમથી ત્યા અને માલ્ટામાં ઊડતો નથી શું ? તેના વાવટા પર ફ્રેન્ચો ગોળા ફેંકતા નથી ? અને તે વાવટા ઊરાડનારાં તોપખાનાં એ ગોળાઓનો જવાબ વાળતાં નથી ? ફ્રેન્ચો ગમે ત્યાં મળે ત્યારે તેમની સાથે લડવાને સજ્જ કરેલાં એ નાનાં

લડાયક બારકસો અને એક કાર્વેટ (carvette) મારા હુકમો હેઠળ મૂકવામાં આવ્યાં નથી ? માલ્ટામાં ફ્રેન્ચોની સામે નેપલ્સમાંથી જાહેર રીતે તોપો, ગરનાળો (Mortars) વગેરે અમલદારો અને દારૂગોળા સાથે રાજાએ મોકલ્યાં નથી ? જો આ કાર્યો કોઇ લખેલા દસ્તાવેજની સમાન ન હોય તો, લડાઇ શું છે, તેનાં સર્વ જ્ઞાન પરથી હું હાથ ઉઠાવી લઉં છું." આ દલીલો ઉપરાંત નેલ્સને સરદારના મનમાં ભય ઉપજાવવાનો પણ પ્રયત્ન કર્યો. તેણે કહ્યું કે, તે વેળા પુસ્તકમાં જે સેંકડો ફ્રેન્ચો હતા તેમને સજ્જ થવાની તક આપવામાં આવશે, તો બીજા બધા ઉપાયો અફળ જતાં એક ચોકકસ ઉપાય તો તેમના હાથમાં રહેશે જ. તે ઉપાય એ કે એક વહાણને સળગાવી દેવામાં આવશે; પુસ્તકનો નાશ થશે, અને કદાચિત શહેરનો પણ નાશ થશે; અને ૨૦ વર્ષ સુધી બંદર ભગ્ન દશામાં રહેશે." આથી નેલ્સને વહાણો પર અંકુશ મૂકવાનું અર્ધદગ્ધ પગલું બર્યું. એમા ખાનગી ફ્રેન્ચ વહાણો ઘણાં હતાં, અને કેટલાક તો એવાં બળવાન હતા કે બ્રિટિશ વ્યાપારને મોટામાં મોટી હાનિ કરત, તે ઉપરાંત તેમા લિગુરીયન રીપબ્લીકના (જીનોઆ તે વખતે એ નામથી ઓળખાતું હતું) ૭૦ વહાણો અનાજથી ભરેલાં હતાં, તે જીનોઆ તેમ જ ફ્રાન્સ ઉપડી જવાને તત્પર હતાં; ત્યાં તેમના પહોંચવાથી ઇટલીમાં ફ્રેન્ચ લશ્કરનો પ્રવેશ શીઘ્ર થાત. આ વહાણોને જવા દેવામાં શો ભય છે, તે જનરલ નસેલ્લીએ જોયો, પરન્તુ તે પોતાને માથે કાંઇ પણ જોખમદારી લેવાને ખુશી ન હતો. પોતાની સરકારના હુકમોની તે રાહ જોતો. એવાઓ કાંઇ ઝડપથી કે દીર્ઘતઃથી કામ કરે એવી આશા રખાય નહિ. ફ્રેન્ચ વહાણોના ખલાસીઓ અને તેમના મિત્રોને બે દિવસમાં ચાલ્યા જવાનો હુકમ આપવામાં આવ્યો. ચાર દિવસો થયા, પણ કોઇએ હુકમ માન્યો નહિ; તેમ જ બ્રિટિશ પ્રધાન મિ. વિન્ડહમની વિનતિઓ છતાં તેને બળ-

પૂર્વક અમલમાં મૂકવાનાં કાંઇ પણ પગલાં ભરવામાં આવ્યાં નહિ. દશ દિવસની ગેરહાજરી પછી નેલ્સન નેપલ્સ આવ્યો. અહીં વિંડહેમે સમાચાર કહ્યા કે, છેવટે એ ખાનગી વહાણોનાં હથીયાર લઇ લેવામાં આવશે, અનાજ જમીન પર ઉતારીને ખલાસીઓને રવાના કરી દેવામાં આવશે. એ હકીકત સાંભળીને ફ્રેન્ચોને એટલું સંકટ વેઠવું પડશે, એ વિચારથી નેલ્સનને સંતોષ ઉપજ્યો.

નેપલ્સમાં આવતાં, કવિતો, લાવણીઓ અને અભિનંદન આપનારાં અન્ય કાવ્યોનો નેલ્સન પર વર્ષાદ વરસ્યો. લોકો હર્ષઘેલા બની ગયા હતા. પરન્તુ આ પ્રકારનો આનન્દોત્સવ લાંબો સમય નભવાનો ન હતો. નેપલ્સનો રાજા લશ્કરની સાથે હતો, અને તે લશ્કરે રોમમાં પ્રવેશ કર્યો હતો; પરન્તુ સેંટ એન્જેલોનો કિલ્લો ફ્રેન્ચોના કબજામાં હતો અને રોમન સંસ્થાનોમા કેસ્ટેલ્લાના મુકામે ૧૩,૦૦૦ ફ્રેન્ચ લશ્કર મજબૂત સ્થિતિમા હતું. નેલ્સને જોયું કે, પરિણામ શંકાસ્પદ છે, અથવા સારા પરિણામની ઘણી ઓછી આશા છે. પરન્તુ તેને સારી રીતે જ્ઞાન હતું કે, નેપલ્સના સમીપના ભાવિનો આધાર એ પરિણામપર હતો. તેણે કહ્યું, જો મૅકનો પરાજય થશે તો ચૌદ દિવસમાં આ દેશનું આવી બન્યું; કેમ કે શહેનશાહે હજી પોતાના લશ્કરને ગતિમા મૂક્યું નથી; અને દુસ્મનનો સામે ટકાવ કરવાની સત્તા નેપલ્સમાં નથી. ફ્રેન્ચો પૂરતું સૈન્ય એકઠું કરી નેપલ્સના રાજાને તેના રાજ્યમાંથી એક અઠવાડિયામાં હાંકી કાઢે ત્યાં સુધી રાહ ન જોતાં પોતાના રાજ્યની બહાર કુચ કરી જવાની તેને ફરજ પડી હતી. તે પોતાની પસંદગીથી કુચ કરી ગયો. તેના કહેવા પ્રમાણે નગ્ન તલવાર કે ભરેલી તોપ જોઇને તેઓ ભડકી ઊડતા હતા; અને ઓસ્ટ્રીઅનોની મંદ ઢીલચાલો અને દગાઇભરી નીતિથી કેવાં માઠાં પરિણામો આવશે તેનું તેને અન્ધું જ્ઞાન હતું. એનાથી નેપલ્સના રાજ્યનું સત્યાનાશ નીકળી જશે, અને શહેનશાહ–

નો ઇટલીમાં નવો જીતાયલો પ્રદેશ પણ ચાલ્યો જશે, એવો તેને ભય હતો. વળી જો નિઍપોલીટનમાં ફ્રેન્ચોની સત્તા બરાબર જામે તો શહેનશાહની વિએનાની ગાદી પણ ભયમાં આવી પડે, તેથી જ ફ્રેન્ચ સત્તા તોડી પાડવાને તે આતુર હતો.

તેનો ભય શીઘ્ર ખરો પડ્યો. જનરલ સેંટ્રીલીપ અઢાર હજાર માણસોની જમણી પાંખનો સરદાર હતો. તેને દુસ્મનનાં ૩૦૦૦ લશ્કરનો ભેટો થયો; અને તેમની નજીક આવતાં તે ફુટયો અને તેમને જઇને મળી ગયો. એના પોતાના એક માણસને એટલી બધી લાગણી થઇ આવી કે, તેની સામે બંદુક તાકી જમણા હાથને વીંધી નાંખ્યો, પરંતુ ફ્રેન્ચોની સાથે પોતાના દેશબંધુઓની પાછળ જતાં અટકાવે એવો ગંભીર ઘા વાગ્યો નહિ. નિઍપોલીટનોને નાસવું પડયું. નાસતાં નાસતાં તેમણે તોપો, તંબુઓ, કોથળા, અને લડાયક પેટીઓ વગેરે સઘળું ગુમાવ્યું—જો કે માણસો તો ૪૦ જ મરાયા હતા; કેમ કે, તેમને નસાડયા પછી અને દરેક ચીજ પોતાના હાથમા લીધા પછી પોતાના કરતાં એવડા મોટા લશ્કરની પાછળ ફ્રેન્ચો પડયા નહિ. મૅકના હાથ નીચેનું નિઍપોલીટનોનું મુખ્ય લશ્કર પણ વધારે સારી રીતે વર્ત્યું નહિ. રાજા પાછો નેપલ્સ આવ્યો, જ્યાં લશ્કરની હારની તાજી તાજી ખબરો દરરોજ આવવા લાગી. તેના પાછા આવ્યાને ચાર દિવસ થયા ન હતા એટલામાં સરદારે કહેવરાવ્યું કે, દુસ્મનની પ્રગતિ અટકાવવાની તક હવે દેખાતી ન હતી, અને શાહી કુટુંબે પોતાની અંગત સહીસલામતીની સંભાળ રાખવી જોઇએ. આ સમયે નેપલ્સની જાહેર પ્રજાની મનઃસ્થિતિ એવી હતી કે, બ્રિટિશ એલચી કે બ્રિટિશ નૌકાસેનાપતિએ દરબારમા જવાનું પસંદ કર્યું નહિ. તેમની હીલચાલો પર દેખરેખ રાખવામાં આવતી હતી; અને ઉત્ક્રાન્તિવાદીઓએ એવી પણ યોજના ઘડી રાખી હતી કે, ફ્રેન્ચો શહેરનો કબજો લે ત્યાર-

પછી શહેર પર હુમલો અટકાવવાને માટે તેમને પકડીને જામીન તરીકે રાખવા. આ પ્રમાણે તોફાન એકઠું થયું હતું. નેલ્સનની તબિયત સારી હતી અને તેનું મન અત્યંત સ્થિર હતું, અને ઈંગ્લાંડનું ગૌરવ જાળવવાને માટે સર્વ પ્રયત્નો કરવા તે તત્પર હતો.

તે દરમ્યાન (ડીસેમ્બર, ૧૭૯૮) રાજકુટુંબને ખસેડવાને માટે લેડી હૅમીલ્ટને સઘળી વ્યવસ્થા કરી હતી. તેણે બહુ જ કુશળતાપૂર્વક અને શક ઉત્પન્ન કર્યા વિના ગોઠવણ કરી, કેમકે તે રાણી સાથે ચાલુ પત્ર–વ્યવહાર રાખતી હતી. લોકોના ટોળાને રાજાને માટે લાગણી હતી, અને આ સમયે પોતાની સંખ્યા અને બળ જોઇને તેમણે આગ્રહ કર્યો કે, રાજકુટુંબે નેપલ્સ છોડી જવું નહિ. રાજારાણીએ લોકોને ભાષણ આપી શાંત પાડયા; પરંતુ તેઓના મનની આવી સંક્ષુબ્ધ દશામાં રાજકુટુંબની મિલ્કત ખુલ્લી રીતે વહાણ પર ચઢાવવામાં ભય હતો. લેડી હૅમીલ્ટને ઘણું જોખમ ખેડીને રાજમહાલયમાંથી સમુદ્રકિનારે નીકળાય એવો જમીનની નીચેનો એક માર્ગ ખોળી કાઢયો. આ માર્ગદ્વારા આશરે ૨૫,૦૦,૦૦૦ પાઉંડની કીમતની મૂલ્યવાન્ ચીજો અને મિલ્કત કિનારા પર લઇ જવામાં આવ્યાં, અને અંગ્રેજ વહાણોમાં સહીસલામત મૂકી દેવામાં આવ્યાં. ૨૧ મીની રાત્રે સાડા આઠ વાગ્યે નેલ્સન જમીન પર ઉતર્યો, સઘળા રાજકુટુંબને બહાર લઇ આવ્યો, અને ત્રણ ક્રીડાનૌકાઓમાં તેમને ઉછળતાં મોજામાં થઇને "વૅન્ગાર્ડ" પર સહીસલામત લઇ આવ્યો. તરત જ બ્રિટિશ વ્યાપારીઓને ખબર આપવામાં આવી કે, કાફલાના કોઇ પણ વહાણ ઉપર તેમને લેવામાં આવશે. ચીજો લઇ જનાર લાવનાર વહાણોમાં તેમની મિલ્કતો લઇ જવામાં આવી હતી. આશ્રય શોધનારાઓને તુતક પર લેવાને માટે ઉપસાગરમાં બે દિવસો ગાળવામાં આવ્યા, અને ૨૩ મીની રાત્રે કાફલો ઉપડયો. બીજે દિવસે ઘણું જબરું

તોફાન ફાટી નીકળ્યું. સર્વથી નાનો રાજકુમાર માંદો પડયો, અને લેડી હૅમીલ્ટનના હાથમાં જ મૃત્યુ પામ્યો. આ સઘળા સમયમ લેડી હૅમીલ્ટને રાજકુટુંબની ઘણી સરસ સેવા બજાવી હતી.

૨૬ મીના પ્રભાતમાં રાજકુટુંબને પાલેર્મો ઉતારવામાં આવ્યું. તરત જ લૂથ પડયું કે, તેઓ સવેળા નાસી છુટયા હતાં. રાજ્યનો છેવટ સુધી બચાવ કરવાને કેલેબ્રીઆમાં પ્રિન્સ પિગ્નેટલ્લીને રાખવામા આવ્યો હતો, તેણે કેપુંઆ આગળ પડેલી ફ્રેન્ચ છાવણીમાં કુલમુખત્યાર એલચીઓ મોકલ્યા અને રાજધાનીનો બચાવ કરવાને યુદ્ધવિરામના દસ્તાવેજપર તેમણે સહી કરી, જેની રૂઇએ રાજ્યનો મોટો ભાગ શત્રુને આપી દેવામાં આવ્યો. એથી છેવટે આખો દેશ ગુમાવ્યો. આ બનાવ ૧૦ મી જાન્યુઆરીએ બન્યો. ફ્રેન્ચો નેપલ્સ તરફ વધ્યા. મેક પણ ફ્રેન્ચ સરદાર ચેમ્પીઓનેટને જઇ મળ્યો, જેણે તેને ચૉકીપહેરા હેઠળ મિલન મોકલ્યો. એ દેશદ્રોહી પાસેથી ફ્રેન્ચો વધારે સેવાઓની આશા રાખતા હતા. તેથી તેમણે તેને યુદ્ધના કેદી તરીકે રાખ્યો, નિએપોલીટન લશ્કર થોડાક દિવસોમાં અદશ્ય થઇ ગયું. કેટલાક સૈનિકો પોતાના અધિકારીઓનું અનુકરણ કરીને દુશ્મનને જઇ મળ્યા ઘણા ખરા વિખરાઇ ગયા. કેટલાકોએ પોતાના દેશને ચુસ્ત રહીને તેનો બહાદુરીથી બચાવ કર્યો પણ તેઓનું એકલે હાથે કાંઇ ચાલ્યું નહિં, અને ફ્રેન્ચો એ નેપલ્સમાં પ્રવેશ કર્યો.

નેલ્સનનો અભિપ્રાય એ હતો કે, ઓસ્ટ્રીઅન મંત્રીએ નેપલ્સનો પરાજય ઠંડે પેટે જોયા કર્યો અને ફ્રેંચોને તેને ખુંદી નાખતાં અટકાવ ન થાય એ પ્રમાણે તેમણે પોતાની યોજનાઓ ઘડી હતી. પોતાનો પહેલાનો ઇટાલીયન મુલ્ક પાછો મેળવવાની આશા તેના મનમાં ઉપજી હતી,અને તેથી ઇટલીના બાકીનાં રાજ્યો પણ ઉથલી જાય તો તેની મહત્ત્વકાંક્ષાઓ પરિપૂર્ણ થાય, એમ

તેણે ધાર્યું. ફ્રાંસ જે નાણાં એકાવતું હતું અને ફ્રેંચ અધિકારી જે અપમાન કરતો હતો તે સહન ન થઇ શકવાથી સાર્ડિનિઆનો રાજા લેઘોર્ન ગયો, એક ડૅનીશ નાના લડાયક બારકસમાં બ્રિટિશના રક્ષણ હેઠળ સાર્ડિનિઆ ગયા, જ્યાં બ્રિટિશોના સમુદ્ર પરના ચઢીઆતાપણાને તેને આશ્રયનું સુરક્ષિત સ્થળ મળ્યું. ત્યાં આપીને તેણે ફ્રાંસથી વર્તન સામે વાંધો ઉઠાવ્યો, અને પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કર્યું કે, ફ્રેંચ પ્રજાસત્તાક સાથે થયલી સંધિઓ પોતે તોડી ન હતી. તે પછી તરત જ ટસ્કનીનો કબજો ફ્રેંચ લશ્કરે લીધો નેલ્સનને સીસીલી માટે પણ ભય ઉત્પન્ન થયો, પરંતુ તેના બચાવને માટે કેટલાક પગલાં ભરવામા આવ્યાં.

હવે રશિઆ યુદ્ધમા ઉતરી ચુકયું હતું. રશીયન અને તુર્કી કાફલાઓ એકસ'પથી પોતાના સામાન્ય દુશ્મનની સામે થયા હતા. કોર્ફ્યુ તેમને શરણે આવ્યું. અલેક્ઝાન્ડ્રીઆનો ઘેરો સર સીડ્ની સ્મીથને સોપી દઇને ટ્રાઉબ્રીજ નેલ્સનને આવી મળ્યો. ( માર્ચ, ૧૭૯૯ ) તેણે નેલ્સનના બળમાં વધારો કર્યો એટલું જ નહિ પરંતુ તેના ડહાપણ, અવિશ્રાંત ઉત્સાહ, અને અખુટ સાધન-સંપત્તિ પર નેલ્સનને સંપૂર્ણ વિશ્વાસ હતો, અને નેલ્સન તેનું મૂલ્ય અધિક આંકતો. નેપલ્સના ઉપસાગરમાં ફ્રેંચો સામે યુદ્ધ શરૂ કરવાનું કામ ટ્રાઉબ્રીજને સોપવામાં આવ્યું. ઉપસાગરમાના ટાપુઓ તેમના રહેવાસીઓએ આનંદપૂર્વક આપી દીધા, તેઓ આ ઉત્ક્રાન્તિને પરિણામે લગભગ દુષ્કાળના જેવી સ્થિતિમાં આવી પડયા હતા. ટ્રાઉબ્રીજે પોતાનો સઘળો લોટ તેમને વહેંચી આપ્યો. ચીજો પૂરી પાડવા માટે નેલ્સન સીસીલીના દરબાર પર ચાલુ દબાણ કર્યા કરતો હતો, પરંતુ તેઓ સઘળા, હુકમો માનવાને તૈયાર હોવા છતાં નાણાં કયાંથી લાવે ? ટાપુઓમાં જ્યારે નિઓપોલીટન વાવટા ચઢાવવામાં આવ્યા ત્યારે લોકો આનંદથી ગાંડા બની ગયા હતા. અને ફ્રેંચોએ

તેમની તરફ દુષ્ટ અને નિર્દય વર્તન ચલાવેલું હોવાથી તેઓ વેર લેવાને તલસતા હતા. આ કામમાં અંગ્રેજોને સંડોવવાને ટ્રાઉબ્રીજની કેટલીક મદદ માગવામાં આવી, પરંતુ ટ્રાઉબ્રીજ ગુસ્સે થયો. અને મદદ આપવા ના પાડી. તે દરમ્યાન પોતે જે સ્થિતિમાં આવી પડ્યો હતો, તે જોઇને તે ઘણો હતાશ થઈ ગયો. પોતાને રાણીએ આપેલા વચન પર આધાર રાખીને તેણે ટાપુના રહેવાસીઓને રાહત આપવાનું વચન આપ્યું હતું. પોતાનો સઘળો ખાનગી જથ્થો તેણે વહેંચી આપ્યો હતો, પોલર્મોમાં પુષ્કળ અનાજ હતું, અને છતાં તેને કાંઇ પણ મોકલાવવામાં આવ્યું નહિ. ભૂખનું દુઃખ બહુ કરૂણાજનક હતું.

નેલ્સનનું હૃદય પણ આ સમયે કિનારા પર લાગ્યું હતું. "વૅન્ગાર્ડ" હવે તેને શૂન્ય અને સુખચેન વિનાનું લાગતું હતું, અને તે આનંદદાયક સોબત માટે તલસતો હતો. જાહેર કામકાજના સંબંધમાં પણ તે ચિંતામુક્ત ન હતો. રાજ્યખટપટથી તેને કંટાળો અને તિરસ્કાર ઉપજ્યાં હતાં. ઇટલીનાં સંસ્થાનોમાં ડહાપણ અને બહાદુરી હોત અથવા ઓસ્ટ્રીઆનું વર્તન પ્રમાણિકતાના સિદ્ધાંત અનુસાર હોત તો આ સમયે ફ્રેન્ચ ડીરેક્ટરીના ગેરવર્તનથી યુરોપમાં વ્યવસ્થાની પુનઃ સ્થાપના અને આબાદી આણવાની એના કરતાં વધારે સરસ તક મળત નહિ. પરન્તુ જ્યાં જ્યાં નેલ્સનની નજર પડતી ત્યાં ત્યાં તેને સ્વાર્થ અને છલકપટ માલમ પડતા. આ વખતે સમાચાર આવ્યા કે, ધુમસના આવરણ હેઠળ ફ્રેન્ચ કાફલો બ્રેસ્ટમાથી છટકી નાઠો હતો, લૉર્ડ કેઇથના કાફલાની નજરે પડ્યા વિના ઝાંખી, ધુમસવાળી હવામાં કેડીઝ પસાર કરી ગયો હતો, અને ભૂમધ્ય સમુદ્રમાં દાખલ થયો હતો. તેમા લડાઇનાં મોટાં રાજવહાણો, ૬ નાનાં લડાયક બારકસો, અને ત્રણ એક સઢવાળાં વહાણો હતાં. સ્પેનીશ કાફલો મુક્ત કરીને, તેમની સાથે જોડાઇ જવું, ચાઇનોર્કા

ાને સીસીલીની સામે ઉતરવું, અને વિખુટાં પડેલાં વહાણોની ટોળી-ઓની સામે બાથ ભીડીને અને એ રીતે છુટક છુટક તેમનો નાશ કરીને ભૂમધ્ય સમુદ્રમાંના બ્રિટિશ નૌકાબળને નિર્મૂળ કરવું એવો આશય ફ્રેન્ચોનો હતો. કાર્થેજીના આગળ આવતાં, શઢ ચઢાવીને પોતાની સાથે જોડાઇ જવાની વિનતિ તેમણે સ્પેનીશ વહાણોને કરી. પરન્તુ સ્પૅનીયર્ડો એ જવાબ આપ્યો કે. તે વહાણો માટે પૂરાં પડે એટલાં માણસો અમારી પાસે નથી. એનો જવાબ એવો વાળવામાં આવ્યો કે, ફ્રેન્ચોનાં વહાણો પર તેમને આપી શકાય એટલાં વધારા-નાં માણસો પરન્તુ આવા મિત્રોના હાથમાં એટલી સંપૂર્ણ રીતે પોતાનો કાફલો સોંપી દેતાં સ્પેનીયર્ડોને ભય લાગ્યો, તેથી તેમણે બહાર આવવાની ના પાડી. પરન્તુ કેડીઝની લડાઈનાં ૧૭ થી ૧૮ મોટાં વહાણોનો કાફલો મેસેરેડોની સરદારી હેઠળ બહાર પડયો. ઓરનના કિનારા આગળ તેમને સખ્ત તોફાન નડયું, તેથી તેમનાં ઘણાં વહાણોના ડોલ ભાગી ગયા, અને તેઓ એટલા બધા અશક્ત બની ગયા કે, તેઓ જોડાણ કરી શક્યા નહિ, અને એ પ્રમાણે એક સારી રીતે યોજવામાં આવેલી ચઢાઇ અફલ ગઇ.

આ બનાવ બન્યો, અને જોડાણ સંભવિત હતું ત્યારે નેલ્સન અત્યંત ચિંતામગ્ન હતો. પોતે હલ્લો કરવાને તૈયાર હતો, પરંતુ તેમ કરતાં સીસીલી ભયમાં આવી પડે એમ હતું; અને ત્યાં જ પડી રહેવું તેને ગમતું ન હતું. પ્રથમ તો તેણે ટ્રાઉબ્રીજને પોતાની મદદે બોલાવ્યો. એટલામાં વાત આવી કે, ફ્રેંચો ભૂમધ્યમાં દાખલ થયા હતા. નેલ્સને ધાર્યું કે તેઓ પાલર્મો આવી પહોંચશે. અહિયા તેનું પોતાનું એકલું જ વહાણ હતું, તે વહાણવડે પણ બને તેટલો વિરોધ કરવાને માટે તે સજ્જ થયો. પોતાની સરદારી ભોગવવાને "સીહોર્સ" ના કેપ્ટન ઈ. જે. ફુટને રહેવા દઇ, ૭ વહાણો સાથે નેલ્સન બહાર નીકળી આવ્યો. તે વખતે અર્લ સેંટ વિન્સેન્ટને એણે કહ્યું હતું કે,

કાંઇ પણ ઇજા વગર ટુલૉ મોકલવામાં આવશે, અથવા નેપલ્સમાં રહેવા દેવામાં આવશે. તાબે થવાની એ શર્ત કબૂલ રાખવામ આવી. કાર્ડિનલ અને રૂશીયન તથા તુર્કી સરદારોએ તેના પર સહીઓ કરી, અને બ્રિટિશ સૈન્યના સરદાર તરીકે કેપ્ટન ફુટે છેવટે સહી કરી. આશરે દસ કલાક પછી નેલ્સન ઉપસાગરમાં આવી પહોંચ્યો. લડાઇનાં મોટાં વહાણો ૧૭૦૦ ના લશ્કર સાથે આવીને નેલ્સને માગ્યાં હતા. તે બળસહિત નેલ્સન આવ્યો, અને તેના વહાણમા નેપલ્સનો પ્રિન્સ રૉયલ હતો. કિલ્લાઓ અને "સિંડેર્સ" પર સુલેહના વાવટા ફરફરતા હતા. નેલ્સને, સંધિ નષ્ટ કરવાનું નિશાન કર્યું, અને કહ્યું કે, બીનશર્તે તે બંડખોરોએ તાબે થવું જોઇએ. કાર્ડિનલે એની સામે વાંધો લીધો. નેલ્સનને સર વિલિયમ હૅમીલ્ટનની સઘળી દલીલોથી તેને ખાત્રી થઇ ન શકી કે ગંભીર રીતે કરવામા આવેલા સંધિનો માનપૂર્વક ભંગ ન થઇ શકે. નેલ્સનની સત્તાથી ચૂપ થઈને તે છેવટે પાછો ફર્યો પણ તેને ખાત્રી તો ન જ થઇ. કેપ્ટન ફુટને ઉપસાગરની બહાર મોકલવામાં આવ્યો; અને કિલ્લામાંના લોકોને સંધિની શર્તો પાળવાના બહાના હેઠળ કિલ્લાઓ બહાર આણવામા આવ્યા, અને બંડખોર તરીકે સીસીલીના દરબારને વેર લેવા માટે સોંપી દેવામાં આવ્યા. આથી નેલ્સનના તેમ જ ઇંગ્લાંડના નામને કલંક લાગ્યું, જે કદાપિ ભૂંસાઇ શકશે નહિ. અને એવા અન્યાયી કાર્યને ન્યાયયુક્ત ઠરાવવાને, કાળાને ધોળું ઠરાવવાને, ચૂનાથી ધોળવા જેવી દલીલો કરવી એ પણ દુષ્ટતા કહેવાય.

આમાના એક કિલ્લામાથી, તે શરણે આવ્યો તે પહેલાં, એક ઉમદામાં ઉમદા નિઍપોલીટન કુટુંબનો પ્રિન્સ ફ્રાન્સેસ્કો કૅરસ્યીયોલી નાસી છુટયો. તે નૌકા સૈન્યનો અગ્રેસર હતો. આશરે ૭૦ વર્ષનું તેનું વય હતું, તેની પ્રતિષ્ઠા સારી હતી, અને તેના અંગત ગુણો

પણ સારા હતા. દરબારની સાથે તે સીસીલી આવ્યો હતો; પરન્તુ જ્યારે ઉત્ક્રાન્તિકારક સરકારે હુકમ કાઢ્યો કે, સઘળા ગેરહાજર નિએપોલીટનોએ હાજર થવું, નહિ તો તેમની મિલ્કત જપ્ત કરવામાં આવશે, ત્યારે તેની મિલ્કતો ઘણી મોટી હોવાથી પાછા ફરવાની પરવાનગી તેણે રાજા પાસે માગી. રાજાએ પરવાનગી આપતાં રાજકીય પ્રકરણમાં ભાગ ન લેવાની ચેતવણી આપી. પરન્તુ તેમ બની શક્યું નહિ. કૅરેસીયોલીને એકવાર ફરીથી કાફલાની સરદારી આપવામાં આવી, અને તેને પોતાના ભૂતપૂર્વ રાજા સામે લડવાની ફરજ પડી. ખલાસીઓએ કહ્યું કે, એમ કરવાની તેને ફરજ પાડવામાં આવી હતી. અને તે માનવામા આવતું હતું, પરન્તુ જ્યારે તેને સારી રીતે વ્યવસ્થા કરતાં જોવામા આવ્યો, અને નાસી છુટવાની તક મળી ત્યારે પણ નાસી ન ગયો ત્યારે તે માન્યતા નષ્ટ થઇ. નેપલ્સ પાછું મળવાની તૈયારી હતી, તે વેળા કાર્ડિનલ રફે અને ડયુક ઓફ કેલીસરેનોને સંરક્ષણ માટે તેણે વિનતિ કરી, એવી આશા દર્શાવી કે, ફ્રેન્ચોની આજ્ઞા માનવાની તેને થોડાક દિવસ ફરજ પાડવામાં આવી હતી, તેને ૪૦ વર્ષની એકનિષ્ઠ સેવા કરતાં વધારે વજન આપવામા આવશે નહિ. પરન્તુ પોતે ઇચ્છેલી ખાત્રી ન મળવાથી, અને સીસીલીની સરકારનો સ્વભાવ સારી રીતે જાણતો હોવાથી તેણે છુપાવાનો પ્રયત્ન કર્યો, પણ છેવટે એક ગામડીયાના વેશમાં એ જીવતો પકડાયો. તેને બ્રિટિશ અમલદારો સાથે સારો પરિચય હતો, અને તેને માટે સર્વને ઉચ્ચ અભિપ્રાય હતો. કૅપ્ટન હાર્ડીએ એકદમ તેનાં બંધનો છોડી નખાવ્યાં, અને માનપૂર્વક વર્તન ચલાવવાનું કહ્યું. સર વિલિયમ અને લેડી હેમીલ્ટન વહાણમાં હતાં, પરન્તુ પોતાના અધિકારીઓ વિના નેલ્સન કોઇને મળ્યો નહિ. તેણે પોતે સઘળો નિશ્ચય કરી રાખ્યો હતો. નિએપોલીટન અધિકારીઓની દરિયાઇ ગુન્હાની તપાસ કરનારી અદાલત

બોલાવી, તરત જ ઝપાટાબંધ તપાસ ચલાવવામાં આવી. ફેરેસ્સીયોલીને પહેલે પહોરે નવ વાગ્યે તુલક પર આણવામાં આવ્યો હતો, તપાસ ૧૦ વાગ્યે શરૂ થઇ, અને બે કલાક ચાલી. પોતાના બચાવમાં તેણે કહ્યું કે, કાફલાની સરદારી લેવાની તેણે હા ન પાડી ત્યાં સુધી સામાન્ય સિપાઇ તરીકે કામ કરવાની તેને ફરજ પાડવામાં આવી હતી. કહેવામાં આવે છે કે, તે આ હકીકત સાબીત કરી ન શક્યો. પરન્તુ એમ કહેનારાઓ ભૂલી જાય છે કે, તેને પોતાની હકીકત સાબીત કરવાની તક આપવામાં આવી ન હતી. તેને અપરાધી ઠરાવીને, મૃત્યુ દંડને યોગ્ય જાહેર કરવામાં આવ્યો. નેલ્સનને હુકમ આપ્યો કે, સાંજના ૫ વાગ્યે તેને સીસીલીના "લા મિનર્વ" નામના લડાયક બારકસ પર સૂર્યાસ્ત સુધી ફાંસીએ લટકાવી મારી નાખવો. ફેરેસ્સીયોલી એ ફરીથી તપાસ કરવાની વિનતિ કરી, પણ તે સ્વીકારવામાં ન આવી. છેવટે પોતાને તોપને ગોળે ઉડાડી દેવાની તેણે વિનતિ કરી, કેમકે વૃદ્ધાવસ્થામાં ફાંસીને લાકડે લટકવાના વિચારથી તેને ત્રાસ ઉપજતો હતો, પરંતુ તે માગણી પણ નામંજુર થઇ. અને ફેરેસ્સીયોલીનો વધ ઠરાવ્યા પ્રમાણે કરવામાં આવ્યો. અહિંયા પણ નિષ્પક્ષ ઇતિહાસકારને નેલ્સનના વર્તનપર સખ્ત અને કડવો અભિપ્રાય આપવાની ફરજ પડે છે. તેણે જે પ્રમાણે કામ લીધું, તે પ્રમાણે લેવાની નીસીલીના રાજાની તેને સત્તા હતી? જો હતી, તો તે સત્તા જાહેર કરવામાં કેમ ન આવી? જો નહોતી, તો તેના વિના ઝટપટ બધું શા માટે આટોપી લેવામાં આવ્યું? જો કેદી નિર્દોષ હોત તો તેની નિર્દોષતા સાબીત કરનારા સાક્ષીઓ આણવા અશક્ય થઇ પડતા, એટલી બધી ઝડપ શા માટે કરવામાં આવી? કેદીની સામે અદાલતના પ્રમુખને વેર હતું. એ વિષે જ્યારે વિચાર કરવામાં આવ્યો ત્યારે ફરીતપાસની વિનતિ શા માટે કબુલ કરવામાં ન આવી? નિઃશંક, નેલ્સન પોતાના વિચાર

પ્રમાણે સંપૂર્ણ ન્યાયની ભાવનાપૂર્વક વર્તતો હતો, પરન્તુ બીજાને સ્પષ્ટ દેખાતું હતું કે તેની પર મોહક સ્નેહની જાદુઇ અસર થઇ હતી, અને તે અસર હેઠળ હવે તેનું વર્તન ઘડાતું હતું. એ જ સ્નેહે તેના કૌટુમ્બિક સુખનો નાશ કર્યો અને હવે બીજી વખત તેના ચારિત્ર પર હમેશને માટે તેણે કલંક ચોંટાડયું.

સેંટ્ એલ્મો, ગાયેટા, અને કેપુઆના કિલ્લા સર કરવાના રહ્યા હતા. જમીન માર્ગે ફ્રેંચોને ગદદ મળશે એવો ભય ન હતો; પરન્તુ નેપલ્સના ઉપસાગરમાં નેલ્સનને પોતાની હાજરી આવશ્યક લાગી. લૉર્ડ કેઇથને ખબર મળી કે, ફ્રેંચ અને સ્પેનીશ કાફલાનું જોડાણ થઇ ગયું હતું, અને તે કાર્થેજના જવા ઉપડી ગયા હતા. તેથી નેલ્સનને પોતાના સઘળા અથવા ઘણાખરા બળ સાથે માઇનોર્કા જવાનો તેણે હુકમ આપ્યો; પરંતુ નેલ્સને એ હુકમનો અનાદર કરી, એક નાની ટુકડી સાથે એડમીરલ ડકવર્થને ત્યાં મોકલ્યો. કાં તો માઇનોર્કાનો ભોગ આપવો અથવા નેપલ્સ અને સીસીલીના રાજ્યોનો ભોગ આપવો એ સવાલ નેલ્સન સમક્ષ ઉભો થયો હતો, અને તેણે માઇનોર્કાનો ભોગ આપવાનો નિર્ણય કર્યો. નેલ્સનનો અભિપ્રાય એ હતો કે, ફ્રેન્ચો માઇનોર્કા તરફ જશે નહિ, ને તેમાં તે સાચો પડયો. ટ્રાઉબ્રીજની આગેવાની હેઠળ અંગ્રેજ અને પોર્ચુગીઝ કાફલાઓએ ફ્રેંચોને નેપલ્સમાંથી હાંકી કાઢયા પછી ટ્રાઉબ્રીજ કેપુઆ ગયો. ત્યાં તેને સેંટ્એલ્મો આગળ, નડી હતી તેવી મુશ્કેલીઓ, વેઠવી પડી. નિઍપોલીટનો બીકણ નીવડયા હતા, અને તેઓ દગો રમશે એવો પણ ભય રખાતો હતો. વળી કાફલાથી તેમ જ નેપલ્સથી દૂર હોવાથી મુશ્કેલીઓ દૂર કરવામાં પણ તેને વધારે વેઠવું પડયું.

આ પ્રમાણે નેલ્સને નેપલ્સના આખા રાજ્યને ફ્રેંચોથી મુક્ત કર્યું; પરન્તુ લૉર્ડ કેઇથના હુકમોનો અનાદર કરવા માટે અને તેને

પરિણામે માઇનોર્કાને જોખમમાં નાખવા માટે તથા બ્રિટિશ નાવિકોને લડવાને જમીન પર ઉતારવાને માટે દરિયાઇ ખાતા તરફથી નેલ્સનને ઠપકો દેવામાં આવ્યો. ફ્રેંચોને હાંકી કાઢવામાં 'પોતાના નિત્યના ઉત્સાહ અને સામર્થ્યપૂર્વક નેલ્સને પોતાનું કર્તવ્ય બજાવ્યું હતું. પરન્તુ તેમ કરીને ફર્ડિનાન્ડને તેણે ગાદી પર સ્થિર કર્યો હતો, અને લાખો લોકોને સુખ આપ્યું હતું,—એમ ધારી લેવામાં તેણે ભૂલ કરી હતી. દુર્ગુણી અને મૂઢ દરબારમાં સદ્‌ગુણ અને ડહાપણ પ્રેરી શકાત તો આ આશયો પૂરા પડત. અને અત્યાર સુધીમાં પેલા દુર્ભાગી પ્રેમની સંપૂર્ણ જાદુઇ અસરથી નેલ્સન અંધ બની ગયો ન હોત તો વસ્તુસ્થિતિનું ખરૂં સ્વરૂપ તે જોઇ શકયો હોત; અને કદાચિત્ તેણે સીસીલીયન સરકારની કર્તવ્યભાવના જાગ્રત કરી ન હોત તોપણ, તેમના હિત તરફ તો અવશ્ય ધ્યાન ખેંચ્યું હોત. જ્યારે નેપલ્સનાં કેદખાનાંમાં કષ્ટવ્યંજક ચીસો સંભળાતી, અને વધસ્તંભ પર લોહીની ધારાઓ ચાલી રહી હતી, તે વેળા ત્યાંની સરકાર મૂર્ખાઇ અને ઉત્સવમાં જ સમય ગાળતી હતી. થયેલી અવ્યવસ્થા દૂર કરીને પોતાની હાજરી વડે વ્યવસ્થાની પુનઃ સ્થાપના કરવાને બદલે પોતાને ગમતી રમતગમતોનો આનંદ મેળવવાને માટે રાજા ઝટપટ પાલેર્મો ચાલ્યો ગયો. નેલ્સન અને એલચીનું કુટુંબ પણ રાજાની સાથે ગયું હતું, અને ટ્રાઉબ્રીજને એકલાને પોતાની ચોપાસ ફેલાઇ રહેલી દુષ્ટતા અને ક્રુરતાની મધ્યમાં રહેવું પડયું.

પરન્તુ બ્રિટિશ કાફલાએ પોતાની જે સરસ સેવાઓ બજાવી હતી, તેનું સીસીલીઅન સરકારને પૂરતું જ્ઞાન હતું, અને નેલ્સન તરફ તેમણે યોગ્ય ઉદારતાપૂર્વક પોતાની કૃતજ્ઞતા બતાવી. તેમણે આશરે વાર્ષિક ૩,૦૦૦ પાઉંડની આવકવાળી બ્રોન્ટેની ઠકરાત ( dukedom ) અને જમીન આપ્યાં. કેટલીક બાનાકાની

પછીથી નેલ્સને તેનો સ્વીકાર કર્યો, ત્યારે તેને રાજાએ તેની સાથે હીરાની મૂઠની એક તલવાર ભેટ આપી. જ્યારે રાજા ગાદીએ આવ્યો ત્યારે એ તલવાર તેને તેના પિતા સ્પેનના ત્રીજા ચાર્લ્સે બક્ષિસ તરીકે આપી હતી. આ ભેટથી નેલ્સનને ક્ષંતવ્ય ગર્વ ઉપજ્યો હતો. પરંતુ થોડા સમય પછી ઝાન્ટેના ટાપુમાંથી એક સાદી ભેટ મળી તેની તેને વધારે ઊંડી લાગણી થઇ. ત્યાંના ગ્રીકોએ સોનાની મૂઠની એક તલવાર અને એક રાજદંડ–છડી ભેટ આપ્યાં–એ દંડની આસપાસ એક હારમાં તે ટાપુમાંથી મળ્યા તેટલા સર્વ હીરા જડવામા આવ્યા હતા. ગ્રીસના તે વિભાગનું અરાજકતાના ત્રાસોમાંથી રક્ષણ કરવાને માટે તેમણે નેલ્સનનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો. આ અણધારી ભેટથી નેલ્સનને અત્યંત લાગણી થઇ તેણે કહ્યું: " કોઇપણ અધિકારીએ કોઇપણ દેશમાથી પોતાની સેવાઓની આનાથી વધારે ઉંચી કદર કદાપિ પ્રાપ્ત કરી ન હતી. "

ફ્રેન્ચો હજી રોમન સંસ્થાનોમાં હતા, અને તેમણે પોતે કબુલ કર્યા પ્રમાણે તેમણે [–,oo,ooo પાઉંડની કીંમતના રત્નો, ધાતુ- રોકડ વગેરે લોકો પાસેથી ઓકાવ્યાં હતાં. આવી લૂંટથી કંટાળેલા લોકો પોતાની મદદે જે નિયમિત લશ્કર આવે તેમની સાથે જોડાઇ જવાને તત્પર હતા. નેલ્સને હવે જોયું કે, નેપલ્સની શાંતિને માટે રોમ પાછું મેળવવાની જરૂર છે, અને તે વખતે સુવૅરોફ ફ્રેન્ચો પર વિજય મેળવતો જતો હોવાથી ઇટલી સંપૂર્ણ રીતે મુક્ત થશે. જનરલ ફોક્સની ગેરહાજરીમાં સર જેમ્સ સેંટ કલેર એરકીંન માઇનોર્કામાં સરદાર હતા, તેની પાસેથી આ મહાન્ હેતુને માટે ૧૨૦૦ માણસોની મદદ તેણે માગી, પરન્તુ એવડી નાની સંખ્યાથી આવું મોટું સાહસ કરવું તેને અવ્યાવહારિક લાગ્યું, અને તેણે મદદ આપી નહિ. તેને જે સાહસ અવ્યાવહારિક લાગ્યું તે સાહસમાં નેલ્સને અને ટ્રાઉબ્રીજે તેની સહાય વિના તેનાથી પણ ઓછી

સંખ્યાવડે સિદ્ધિ મેળવી. ફ્રેન્ચોએ કેટલીક હોંસાતુંસી અને રકઝક કર્યા પછી, છેવટે સર્વ રોમન સંસ્થાનો શરણ કર્યાં. કેપ્ટન લુઇએ કેપીટૉલ પર અંગ્રેજ વાવટા ચઢાવ્યા અને થોડા વખત સુધી રોમના ગવર્નર તરીકે કામ કર્યું.

આ પ્રમાણે ઇટલીમાં પોતાનું કાર્ય સમાપ્ત કરીને નેલ્સને પોતાનું સંપૂર્ણ ધ્યાન માલ્ટા તરફ ફેરવ્યું. અહિંયાં કેપ્ટન બૉલ અત્યંત અધુરાં સાધનો વડે ફ્રેન્ચોને ઘેરો ઘાલી પડ્યો હતો. આ કામ ઘણું જ મુસ્કેલ અને ચિંતાજનક હતું. નાનામાં નાની ફ્રેન્ચ કુમક આવતા તેની વિરૂદ્ધ બાજી પલટાઇ જાત, અને સામર્થ્ય બતાવ્યું ન હોત તેમ જ માલ્ટાવાસીઓને તેને માટે માન અને પ્રીતિ ન હોત તો માલ્ટા દુસ્મનોનો હાથમાં જ રહ્યું હોત. માણસો, નાણાં, અને ખોરાક સઘળી ચીજોની જરૂર હતી. ઘેરાયલું લશ્કર ૫૦૦ અંગ્રેજ અને પોર્ચુગીઝ નાવિકો અને આશરે ૧૫૦૦ હથીયાર બંધ ગામડીઆઓનું બનેલું હતું. આ મહત્ત્વની જગા કબજે કરવાની નેલ્સને વારંવાર લાંબા સમય સુધી જરૂરી સાધનો માટે માગણીઓ કરી પણ કાંઇ વળ્યું નહિં, અંતે જનરલ ફાકસ માઇનોર્કા આવ્યો. અને તેણે કર્નલ ગ્રેહામને માલ્ટા જવાની પરવાનગી આપી, પણ ઘણાં ઘણાં ઓછાં સાધનો સહિત. વસ્તુતઃ નાણાંની તંગીને લીધે ગાડું અટકી પડયું. તેમાં સહકાર્ય કરવાને ટ્રાઉબ્રીજ મેસ્સીના આવ્યો, ત્યારે વિલંબનું આ તાજું કારણ જોઇને તે તરત જ પોતાની સર્વ ચીજો આપી દેવાને તત્પર થયો. ખોરાક સિવાય બીજી કોઇપણ ચીજને માટે ખર્ચ કરવો નહિ એવો હુકમ કર્નલ ગ્રેહામને આપવામા આવ્યો હતો., એની ખબર નેલ્સનને પડી ત્યારે તે બોલી ઉઠયો; "આનો શો અર્થ થઇ શકે ? થોડીક નાણાંની તંગીને લીધે કામ અટકયું નહિ રહી શકે. જો કોઇ નહિ આપે તો હું બ્રોન્ટે અને રશિઆના સમ્રાટની પેડી વેચી દઇશ." અને

ઉપરાણી આપવાને માટે કાંઇ મુશ્કેલી ઊભી થાય તો તેને પહોંચી વળવાને ખરેખાત બ્રોન્ટે ૬,૬૦૦ પાઉંડ તેણે ગીરવી મૂક્યું હતું. જે ચઢાઇનો દીર્ઘકાળથી વિલંબ થતો હતો, તે આ પ્રમાણે છેવટે મોકલવામાં આવી પરન્તુ ટ્રાઉબ્રીજને કેટલું દુઃખ વેઠવું પડશે તેની કલ્પના પણ ન હતી. જરૂરી ચીજોના જથ્થા મેળવવાને માટે સીસીલીયનોનું હિત તથા કર્તવ્ય હતું; અને તેમને તેમ કરવાની ફરજ પાડવાને નેલ્સન અને બ્રિટિશ એલચી ત્યાં હાજર હતા. પરન્તુ નેલ્સનને દરબારના દુર્ગુણોનું જ્ઞાન ન હતું. તે લેડી હૅમીલ્ટનની અસર હેઠળ સંપૂર્ણ આવી ગયો હતો, તેથી એ દરબારમાં કેવી કુટિલ નીતિ અનુસરવામાં આવે છે, તેની શંકા પણ તેને ન આવી. માલ્ટાવાસીઓ અને માલ્ટામાંના બ્રિટિશોએ એ નીતિની નિર્દય અસરોનો સ્વાદ ચાખ્યો હો, ટ્રાઉબ્રીજને નેલ્સન તરફ અત્યંત શુદ્ધ સ્નેહ હતો, અને નેલ્સનને શેનો મોહ લાગ્યો છે એ તે સારી રીતે જાણતો હતો. પોતાને ખોરાકની જે તંગી વેઠવી પડતી તેને માટે તેણે નેલ્સનને વારંવાર ફર્યાદો કરી. અને નેલ્સન એ દુઃખથી તદન અજ્ઞાત ન હતો. માલ્ટાવાસીઓને ભૂખમાંથી બચાવવાને તેણે નાણાં અને અનાજની માગણી કરી. સરકારે નાનો સરખો જથ્થો આપીને પોતાની ગરીબાઇનું બહાનું કાઢ્યું. અને નેલ્સને તેમના શબ્દો પર શ્રદ્ધા રાખી સંતોષ પકડ્યો. સદ્ભાગ્યે ટ્રાઉબ્રીજને જે જે ભય રહેતા હતા, તે પ્રમાણે બનાવો બન્યા નહિ. નેલ્સનના કરતાં એ અવસરે કેપ્ટન બૉલે વધારે હીંમત બતાવી, વધારે નિશ્ચયાત્મક રીતે પગલું ભરવાનો વિચાર કર્યો. સીસીલીની ઠગારી અને મૂર્ખ સરકાર પાસેથી કાંઇ પણ મદદ મળશે નહિ; અને તેમની દયા પર આધાર રાખવો વ્યર્થ છે, એમ જાણીને તેણે પોતાને જોખમે પોતાના પ્રથમ લેફ્ટેનન્ટને ગિર્જેન્ટી બંદરે મોકલ્યો, અને ત્યાં અનાજનાં ભરેલાં વહાણો પડ્યાં હતાં તેમને પકડીને

માલ્ટા લઇ આવવાનો હુકમ આપ્યો. આ હુકમોનો અમલ કરવામાં આવ્યો, અને ઘેરો ઉઠાવી લેવાની જરૂર દૂર થઈ. પોતાના આ હીંમતભર્યા સાહસનાં પરિણામોને માટે કેપ્ટન બૉલ શાંતિથી રાહ જોવા લાગ્યો. નિએપોલીટન સરકારે અંગ્રેજ એલચીને ફર્યાદ કરી, અને ફર્યાદ નેલ્સનને પહોંચાડવામાં આવી. તેના જવાબમાં નેલ્સને વિનતિ કરી કે, સર વિલિયમ હૅમીલ્ટને સંપૂર્ણ અને સ્પષ્ટ રીતે જણાવવું કે, સીસીલીના રાજાનું અપમાન કરવાના ઇરાદાથી એ પગલું ભરાયું ન હતું, પરન્તુ ઘણામાં ઘણી તીક્ષ્ણ જરૂરને લીધે જ તેમ થયું હતું; કા તો માલ્ટા ફ્રેન્ચોના હાથમાં રહેવા દેવું, અથવા તે વહાણોમા અનાજ માલ્ટા લઇ જવાના રાજાના હુકમો મળશે એમ ધારી લેવું, એ બે માર્ગ હતા. તેણે ઉમેર્યું: “ મને વિશ્વાસ છે કે, આ દેશની સરકાર આપણા શાહી માલીકના નોકરોને આવો કડવો માર્ગ લેવાની ફરીથી કદાપિ ફરજ નહિ પાડે. ”

નેલ્સન પોતે ફેબ્રુઆરીની શરૂઆતમાં તે ટાપુ તરફ ઉપડી ગયો. રસ્તે જતા ટાપુપરના ફ્રેન્ચોને રાહત આપવા માટે જતો એક ફ્રેન્ચ કાફલો તેને ભેટયો. બધાં મળીને પાંચ ફ્રેન્ચ વહાણો હતાં. તેમાંથી બે પકડાયા અને બાકીનાં ત્રણ નાસી છૂટયાં, પરન્તુ લાવેલેટે જવાના તેમના ઉદ્દેશમાં તે નિષ્ફલ થયાં. પકડાયલાં બે વહાણો પૈકીનું એક “ જેનેરૂ ” નામક ૭૪ તોપોનું હતું, તે અબુકરથી નાસી આવેલાં વહાણોમાંનું એક હતું. બોનાપાર્ટ જે કાફલો ઇજીપ્ત લઇ ગયો હતો તેમાંથી બે નાનાં લડાયક બારકસો અને ૮૬ તોપોનું “ ગ્વીલૅંયુમટેલ ” હવે બાકી રહ્યાં હતાં. આ સમયે “ ગ્વીલૅંયુમટેલ ” પર લાવેલેટના બંદરમાં ચાંપતી દેખરેખ રહેતી હતી, અને થોડા સમય પછી નાસી છુટવાના પ્રયત્નમાં તે પકડાઇ ગયું. હજી પેલાં બે નાનાં લડાયક બારકસો લાવેલેટમાં પડયાં હતાં: એ બંદર તાબે થાય તે પહેલાં તે ગુપચુપ નીકળી

નાઠાં. એમાંનું એક સહીસલામત પસાર થઇ ગયું, અને બીજું તો નાસવાના પ્રયત્નમાં જ પકડાઇ ગયું. આ પ્રમાણે જે કાફલા પર ફ્રાન્સે મોટી મોટી આશા રાખી હતી, તેમાંથી એક જ વહાણ બચવા પામ્યું હતું.

"વ્હીલ્હેમ્સમેટેલ" ના તુતક પર કેટલાક પત્રો મળી આવ્યા હતા, તે પરથી એમ માલૂમ પડયું હતું કે, પોતે મેળવેલી છતો જાળવી રાખવાની આશા હવે ફ્રેન્ચોએ છોડી હતી. ટ્રાઉબ્રીજ અને તેના અધિકારી બંધુઓ શરણે આવવાના તહનામા પર નેલ્સન સહી કરે તે માટે આતુર હતા. અને બનતા સુધી ત્યાં જ થોભી જવાની તેમણે નેલ્સનને વિનતિ કરી. સર વિલિયમ હેમીલ્ટનની જગા હમણાં જ બીજા અધિકારીથી પૂરવામાં આવી હતી, લૉર્ડ કેઇથ તરફ નેલ્સનને મિત્રભાવ ન હતો; અને અર્લ સેંટ્ વિન્સેન્ટ પછી ભૂમધ્ય સમુદ્રમા સરદારી ભોગવવાનો બીજો કોઇનો હક્ક પોતાના જેવો સારો નથી, એમ ધારીને ઇંગ્લાંડ પાછા ફરવાની પરવાનગી તેણે માગી. ઇજીપ્તથી પાછો ફર્યા પછી તેની પર જે સઘળાં માનનો વર્ષાદ વર્ષો હતો, તેમાં તેણે કેટલાંક અપમાનો પણ વેઠયાં હતા. નેલ્સને જે કાફલો ઇજીપ્તમાં રાખ્યો હતો. તેની સરદારી લેવાને સર સિડની સ્મીથને ઇજીપ્ત મોકલવામાં આવ્યો હતો. સર સિડનીએ એમ વિચાર્યું કે, એ સરદારી નેલ્સનથી સ્વતન્ત્ર હતી, અને નેલ્સનને પોતાને પણ એવી ખબર પડતાં તેને માઠું લાગ્યું. ઇજીપ્તમાં ફ્રેંચો તરફ કેવું વર્તન ચલાવવું તે વિષે પણ પણ સર સિડની સાથે તેને મનભેદ પડયો હતો, અને એક પણ ફ્રેંચને ત્યાંથી પાછા ન નીકળવા દેવાની મજબૂત શબ્દોમા તેને આજ્ઞા કરી હતી, કેમકે એક પણ ફ્રેંચને યુરોપ પાછો આવવા દેવામા ગાંડપણ હતું એમ તે માનતો. બોનાપાર્ટ નાસી છુટયો તે માટે નેલ્સનને અધિક દિલગીરી થઇ. કેમકે જો તેની પાસે પૂરતું બળ હોત તો તેના ધારવા પ્રમાણે

બોનાપાર્ટને ચોક્કસ અટકાવવામાં આવત. ઇજીપ્તથી કાંઇ પણ આવે તેને પકડવાના હેતુથી ચાંપી પહેરો રાખવાને માટે વહાણો રોકવાની તેણે ઇચ્છા બતાવી, પરન્તુ દરિયાઇ ખાતાએ રૂશિઅન કાફલા પર આધાર રાખ્યો, અને જ્યારે તેની વધારેમાં વધારે જરૂર પડી ત્યારે જ કાફલાએ દગો દીધો. આ કામને માટે જે વહાણો રોકવાં જોઇતાં હતાં તેમની જરૂર વધારે દબાણના કામને માટે હતી, અને એથી જ નેપોલીયન સહીસલામત યુરોપ પાછો આવી શક્યો હતો.

નેલ્સનને ઇગ્લાંડ લઇ જવાને માટે એક પણ વહાણ ફાજલ પાડી શકાયું નહિ. તેથી પોતાના નિત્યના મિત્રો સર વિલિયમ અને લેડી હેમીલ્ટનની સાથે જર્મનીમાં થઇ હેમ્બર્ગ સુધી જમીન માર્ગે મુસાફરી કરી આવ્યો. નેપલ્સની રાણી તેમની સાથે વિએના ગઇ. નેલ્સન જ્યાં જ્યા ગયો ત્યાં ત્યાં તેને અપૂર્વ માન મળ્યું હતું.

---

# પ્રકરણ ૭ મું.

## કોપનહેગનનું યુદ્ધ ( ૧૮૦૦-૧૮૦૧ )

Britannia needs no bulwarks,
No towers along the steep;
Her March is o'er the mountain-waves,
Her home is on the deep.

—*Campbell.*

The metoor flag of England
Shall yet terrific burn;
Till danger's troubled night depart,
And the star of peace return.

—*Ibid.*

નેલ્સનને ઇગ્લાંડમા પ્રજા તરફથી અપ્રતીમ માન મળ્યું. ( ૭ મી નવેમ્બર, ૧૮૦૦ ) યારમાઉથ મુકામે તેણે જમીન પર પગ મૂક્યો, ત્યાંનાં બંદરનાં સઘળાં વહાણોએ પોતપોતાના વાવટા ચઢાવ્યા હતા. મેયોર અને કોર્પોરેશને શહેરની સ્વતન્ત્રતા આપી, અને કિનારા પરના સઘળા નૌકાસેનાના અધિકારીઓ અને મુખ્ય રહેવાસીઓની સાથે સ્વારીમાં દેવળ સુધી તેઓ ગયા. રાત્રે આનંદદર્શક મોટી મોટી હોળીઓ સળગાવવામાં આવી હતી, અને રોશની કરવામાં કરવામાં આવી હતી; અને બીજે દિવસે ઘોડેસ્વાર સ્વયંસેવકો એક હારમાં ઉભા રહ્યા હતા, તેમણે નેલ્સન પસાર થયો ત્યારે સલામ

ભરી, અને કાઉન્ટીની સરહદ સુધી તેઓ ગાડીની પાછળ પાછળ ગયા. ઇપ્સ્વીચના લોકો તેને મળવાને બહાર આવ્યા, એક માઇલ સુધી તેની ગાડી ખેંચીને શહેરમાં લઇ ગયા, અને ત્રણ માઇલ શહેર બહાર ગાડી ખેંચી, તેને લંડનના શહેરીઓ તરફથી ઉજાણી આપવામાં આવી. લોકો તેની ગાડીને લડગેટહીલથી ગીલ્ડહૉલ સુધી ખેંચી ગયા, પોતાના મહાન્ વિજયને માટે શહેરના પ્રતિનિધિઓના મંડળ ઉપકાર દર્શાવી એક હીરાજડિત તલવાર આપી; તેને તેણે સ્વીકાર કર્યો. કૌટુમ્બિક સુખ વિના હવે નેલ્સનને દુનિયાનું સઘળું સુખ મળ્યું હતું. ઇંગ્લાંડમાં આવ્યાને ત્રણ માસ થયા ન હતા, તે પહેલાં તે લેડી નેલ્સનથી વિખુટો પડયો. લેડી હૅમીલ્ટન તરફ એને ઉન્મત્ત પ્રેમ ઉદ્ભવ્યો હતો, તેનું જ આ પરિણામ. પહેલાં એથી જ તેની અને તેના જમાઇની વચ્ચે તકરાર થઇ હતી, અને તેના સાચામાં સાચા મિત્રો પણ તેને શિખામણ આપવા દોરાતા, જેની અસર એટલી જ થતી કે, તે તેમની સાથે ગુસ્સે થઈ જતો, અને હૃદયમાં તેને વધારે અસંતોષ ઉપજતો.

એડીંગ્ટનનું પ્રધાનમંડળ આ સમયે જ રચવામાં આવ્યું હતું; અને નેલ્સનને ઉદ્યમ જોઇતો હતો તેથી તેને ઉપ-નૌકાસેનાપતિ બનાવવામાં આવ્યો અને સર હાઇડ પાર્કરના હાથ નીચે બીજા સરદાર તરીકે બાલ્ટિક સમુદ્રમાં મોકલવામાં આવ્યો. ઇંગ્લાંડના કેટલાક સમુદ્ર સંબંધી હક્કો તેની પાસેથી છોડી દેવરાવવાને માટે ઉત્તર તરફનાં ત્રણ રાજ્યોએ એકસંપ કર્યો હતો. આ રાજ્યોમાં રૂશિઆ તેના સમ્રાટ પૉલના તરંગો પ્રમાણે દોરાતું હતું, ડેન્માર્કનું હૃદય ફ્રેન્ચ હતું, ફ્રાન્સના સર્વ વિચારોમાં સહકાર્ય કરવાને, ફ્રાન્સે પચાવી પાડેલા સર્વ મુલ્ક કબુલ રાખવાને, અને તેની સર્વ આજ્ઞાઓ માનવાને તે તત્પર હતું. એ બે રાજ્યોને ગુસ્સે કરતાં સ્વીડન બ્હીતું હતું, તેથી તે બંનેની મોરલીએ તે નાચતું હતું. આ વખતે ડેનીશ કાફલામાં મોટાં લડાયક

વહાણો ૨૩, નાનાં લડાયક બારકસો આશરે ૩૧, અને તેથી પણ નાનાં વહાણો તથા કેટલાંક ચૉકી કરનાર વહાણો હતાં. સ્વીડન પાસે લડાઇનાં મોટાં વહાણો ૧૮, નાનાં વહાણો અને એક સઢવાળાં વહાણો ૧૪, ગૅલીઓ ( નીચી, ચપટી બાંધેલી હોડી ) અને સર્વથી નાના વહાણો ૭૪, અને કેટલીક તોપોવાળી હોડીઓ હતી. રૂશિઆ પાસે મોટાં લડાયક બારકસો ૮૨, અને નાનાં વહાણો ૪૦ હતાં; પરન્તુ રૂશિઅન કાફલામાં માણસો, અધિકારીઓ પૂરતા અને યોગ્ય ન હતા, તેમ જ વહાણો સુસજ્જ પણ ન હતાં. ફ્રાન્સના પ્રભાવ હેઠળ આવો સમૂહ શીઘ્ર ભયાનક થઇ જાય, પરન્તુ તેને કચડી નાખવાને વિનાવિલંબે બ્રિટિશ પ્રધાનમંડળે તૈયારીઓ કરવા માંડી. પણ તેની સરદારી નેલ્સનને નહિ સોંપવામાં તેમણે ભૂલ કરી. જાહેર પ્રજાએ પણ તેની સામે બડબડાટ કર્યો.

મોસમ ઘણી જ સરસ હતી; ઘણા વર્ષો સુધી આવો નરમ શિયાળો બાલ્ટીક સમુદ્રમાં જોવામા આવ્યો ન હતો. નેલ્સન યારમાઉથ મુકામે નૌકાસેનાપતિને મળ્યો, ત્યારે તે અંધકારમય રાત્રિઓ અને બરફનાં ખેતરો ( જે બાલ્ટીક સમુદ્રમા મળવાના હતાં ) માટે કાંઇક ચિંતાતુર દેખાયો. પણ નેલ્સને તેને હીંમત આપી. કાફલાએ યારમાઉથ છોડયું તે પહેલાં પૂરતી રીતે જાણવામાં આવી ગયું હતું કે, તેઓ ડેન્માર્કની સામે જતા હતા. તે વખતે કેટલાક ડેનોનો સ્વદેશપ્રેમ માલુમ પડયો. ' એમેઝોન ' નામના નાના લડાયક બારકસ પરના કેટલાક ડેનો કેપ્ટન રયુ પાસે ગયા અને પોતે સાંભળ્યું હતું તે કહીને પોતાને બીજા કોઇ વહાણમાં ફેરવી નાખવામાં આવે તો બહુ સારૂં, એવી વિનતિ કરી. તેમણે કહ્યું: અમને બ્રિટિશ નોકરી છોડી ચાલ્યા જવાની મરજી નથી, પરન્તુ અમને અમારા પોતાના દેશ સામે લડવાની ફરજ પાડવામાં

આવવી ન જોઇએ. કેપ્ટન રયુએ તેમની આ વિનતિ સ્વીકારી, તેમની મરજી પ્રમાણે વ્યવસ્થા કરી આપી.

૧૨ મી માર્ચ ૧૮૦૧ ને દિવસે કાફલાએ લંગર ઉપાડયું. બ્રિટિશ પ્રધાનમંડળ હજી સામથી—સુલેહથી પોતાનો આશય પ્રાપ્ત કરવાની આશા રાખતું હતું, તેથી મી. વેન્સીટાર્ટને એ કાફલા સાથે મોકલવામાં આવ્યો હતો. સારૂં થયું કે, આ ગંભીર અણીને અવસરે સરકારના કરતાં સર હાઇડ પાર્કરે નેલ્સન પર વધારે સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો. મી. વેન્સીટાર્ટે સ્કૉ આગળ કાફલો છોડયો, અને સુલેહના વાવટા સાથે એક નાના લડાયક બારકસમાં કાફલાની આગળ આગળ ગયો. આ વિલંબથી મહત્વવાન સમય એળે ગયો, જેની ભારે કીંમત પાછળથી આપવી પડી. ડૅનોના કહેવા પ્રમાણે, બ્રિટિશ કાફલો ખરેખાત કેટ એરવામાં ( the Roads ) આવી પહોંચ્યો છે, એવી ખબર કરતાં સાઉન્ડ આગળ તે દેખાયો હતો એ સમાચારથી કોપનહેગનમાં પહોચતાં વધારે ભય વ્યાપ્યો હતો; કેમકે તેમનાં બચાવનાં સાધનો તે સમયે એવી ખરાબ સ્થિતિમાં હતાં કે, ભાગ્યે જ તેઓ સામા થવાની આશા રાખી શકે, તો દુસ્મનને પાછા હાંકી કઢાવાની તો વાત જ કયાં ? પણ મળ્યો તેટલા વખતનો તેમણે સંપૂર્ણ લાભ લીધો, અને સઘળી તૈયારીઓ કરી નાખી. તેમાં બ્રિટિશોના અનિશ્ચયથી વધારે સમય મળ્યો. ૨૧ મીએ નેલ્સને સર હાઇડ સાથે લાંબા વખત સુધી મસલત ચલાવી અને બીજે દિવસે એક યોગ્ય પત્ર તેને લખી મોકલ્યો મી. વેન્સીટાર્ટનો રીપોર્ટ પછી મળ્યો તેમા જણાવવામાં આવ્યું હતું કે, ડૅનીશ સરકાર બહુ જ દુસ્મનાવટ ધરાવતી હતી, અને બ્રિટિશ પ્રધાનમંડળે ધાર્યું હતું તેના કરતાં તેની તૈયારીઓ ઘણી જ થઇ હતી. ડેન્માર્કને જે તક આપવામાં આવી હતી, તે દરમ્યાન તેણે ઘણી જ ઝડપથી તૈયારી કરી હતી. અને તેને વધારે

સમય આપવામાં આવશે તો તે વધારે તૈયારીઓ કરશે, માટે તેને વખત નહિ આપવો એવો ઠરાવ થયો. બે કામ એક સાથે કરવાના હતાં કોપનહેગન પર હુમલો કરવો અને તેની સાથે રૂશિઅન વહાણો કે સ્વીડનનાં વહાણો આવીને ડેનોને મળી ન જાય તેની સંભાળ રાખવાની હતી. એને માટે બે માર્ગ હતાઃ કાંતો ક્રોનનબર્ગ પસાર કરીને આગળ વધવું અથવા બેલ્ટનો રસ્તો લેવો. વહાણોના સુકાનીઓને સહીસલામતી વિના બીજા કશાનો વિચાર હોતો નથી, તેઓ એલ્સીનોરનાં તોપખાનાંની વાતો સાંભળીને ભયભીત થઇ ગયા હતા, તેથી બેલ્ટનો માર્ગ પસંદ કરવામાં આવ્યો. ૨૬ મીએ બેલ્ટ તરફ જવાને તેઓએ લંગર ઉપાડ્યું. સર હાઇડનો સ્વભાવ એવો મૌનપ્રિય હતો કે, વહાણો લંગર ઉપાડીને તૈયાર થતાં હતાં ત્યાં સુધી કેવો રસ્તો લેવો છે, તેની કાફલાના કેપ્ટનને પણ ખબર આપવામા આવી ન હતી. કેપ્ટન રેમિંટ્રને જ્યારે એની ખબર આપવામાં આપવામાં આવી ત્યારે તેણે એ રસ્તા સામે વાંધો જણાવ્યો, કેમકે તે રસ્તો ઘણાં જોખમોથી ભરેલો હતો, તે રસ્તે પુષ્કળ વિલંબ થાય એમ હતો. તેમ જ વહાણો લાંઘી જવાનો ભય હતો. આથી મૂળ ઉદ્દેશ નષ્ટ થવાનો પણ ભય હતો. આખા કાફલામા એક જ કેપ્ટન અને એક જ સુકાનીને એ રસ્તાનું જ્ઞાન હતું, અને ધારો કે તેઓ સહીસલામત પહોંચી શકે તો પણ કોપનહેગન પર મારો ચલાવવાને મોટાં વહાણો તેની નજીક જઇ શકશે નહિ, અને નાનાં વહાણોથી કાંઇ પણ અસર નહિ થાય. આ સઘળા ગંભીર વાંધા સાંભળીને સર હાઇડનું મન ડગી ગયું. તેણે કાફલાને થોભાવ્યો, અને નેલ્સનને તુતક પર બોલાવ્યો. કેપ્ટન ડૅમિંટ્રે વેળાસર આવી સરસ સલાહ ન આપી હોત તો આ ચઢાઇ નિષ્ફલ જાત તેને માટે ભાગ્યે જ શક રહે છે. નેલ્સન તેની સાથે સંપૂર્ણ એકમત થયો; અને સાઉન્ડનો માર્ગ લેવાનો છેવટે નિર્ણય

કરવામાં આવ્યો—અને વહાણો મૂળ લંગર નાખવાની જગાએ પાછાં આવ્યાં.

બીજે દિવસ ક્રોનનબર્ગ કિલ્લાના ગવર્નર સાથે નકામો પત્ર-વ્યવહાર કરવામાં ગુમાવવામાં આવ્યો. તે દિવસે નૌકાસેનાપતિને એવી ખબર મળી કે, યારમાઉથની બહાર નીકળતા રેતીના ટેકરા પર કાફલાનું "ઇન્વીન્સીબલ" નામનું ૭૪ તોપોનું વહાણ નાશ પામ્યું હતું: તેમાં તેનાં ૪૦૦ માણસો માર્યાં ગયાં હતાં. હવે નેલ્સનને હરોલની સરદારી આપવામાં આવી, તેણે "એલીફન્ટ" પર પોતાનો વાવટો ફરકાવ્યો તે પછીના બે દિવસો શાંત હતા. પવન અનુકૂલ થાય કે તરત જ સાઉન્ડમાંથી પસાર થવાના હુકમો આપવામા આવ્યા હતા; અને ૨૯ મીની સાંજે વહાણો લડાઇને માટે તૈયાર હતા. ૩૦ મીનો પહો ફાટતા વાયવ્યનો અનુકૂળ પવન ફુંકાયો. નિશાન અપાયું. અને લડાઇના વ્યૂહમાં કાફલો આગળ વધ્યો, નેલ્સન મોખરે હતો, સર હાઇડ મધ્યમાં અને એડમીરલ ગ્રેવ્સ પાછળના ભાગમાં હતો. જુદી જુદી જાતનાં બધાં મળીને ૫૨ વહાણો હતાં. બોમ્બ અને તોપોની હોડીઓનો મોટો ભાગ કાફલાના સહીસલામત પસાર થવા દેવાને માટે ક્રોનેનબર્ગના કિલ્લા આગળ આવી સ્થિર ઉભો, જ્યારે ડાબા તરફનાં બીજા સ્વીડનના કિનારાની ખબર લેવાને તૈયાર હતાં. સુલેહના સંદેશાએ અને હવાએ જે વિલંબ કરાવ્યો હતો, તેનો સંપૂર્ણ લાભ ડેનોએ લીધો હતો. તેમણે પોતાનાં કિનારા પર તોપખાનાંની હારો ગોઠવી દીધી હતી; અને "મોનર્ક" નામનું પહેલું વહાણ આવી લાગતા તેની પર સોએક તોપોનો મારો તેમણે શરૂ કર્યો. તેના જવાબમાં હલકારાં બ્રિટિશ વહાણોએ કિલ્લા પર મારો ચલાવ્યો. પરન્તુ આ યુદ્ધનો દેખાવ માત્ર હતો. શત્રુના ગોળા પાણીમા આવી પડતા તેથી ઉછળતા પાણીથી બ્રિટિશ વહાણો છંટાતાં હતાં. સ્વીડનનાં લોકો પર વિશ્વાસ ન રહેવાથી તેઓ ખાડીની

મધ્યમાં રહ્યાં હતાં, પરન્તુ જ્યારે તેમણે જોયું કે હેલ્સીન્બર્ગમાંથી એક પણ ગોળો ફેંકવામાં આવ્યો નહિ, અને સ્વીડનના કિનારા પર તોપખાનાં દેખાયાં નહિં, ત્યારે તેઓ તે બાજુ તરફ વળ્યાં, અને ડેનીશ તોપોની હદ બહાર નિકળી ગયાં. કાફલો પસાર થયો ત્યાંસુધી ગોળાઓનો અખંડ મારો ચલાવવામાં આવ્યો, તેથી બ્રિટિશોને વધારે આનંદ થયો, અને પોતાનાંથી એક લંગરદોર જેટલે અંતરે ગોળા પડતા હતા તેથી મશ્કરીઓ કરવાની તક મળતી. મુખ્ય કાફલો પસાર થઇ ગયો, એટલે તોપોવાળી તેમ જ બીજી હોડીઓ પાછળ ચાલી ગઇ, અને લગભગ મધ્યાન્હે હ્વેના ટાપુ અને કોપનહેગનની વચ્ચે આખા કાફલાએ લંગર નાંખ્યું. સર હાઇડ, નેલ્સન, એડમીરલ ગ્રેવ્સ, કેટલીક લાંબી મુદતથી નોકરી કરતા કેપ્ટનો, અને તોપખાનાનાં તથા સરદારી ભોગવનારા અધિકારીઓ એક મછવામા દુસ્મનના બચાવનાં સાધનોની તપાસ કરવાને નીકળ્યા; યુદ્ધના જુદી જુદી જાતનાં વહાણો, દુસ્મનના વહાણોને આગ લગાડવા માટેનાંવહાણો, અને તોપોવાળા મછવાની જીપણુ હાર, એક છેડેથી બીજા છેડા સુધી લગભગ ચાર માઇલ સુધી લંબાઇ હતી, અને તેની બાજુપર વિશાળ તોપખાના મદદ આપવાને ગોઠવી દેવામાં આવ્યાં હતાં.

નમતે પહોરે યુદ્ધને માટે મંત્રસભા ભરવામા આવી, મહાન્ મુશ્કેલી અને જોખમ વિના ડેનો પર હુમલો ન થઇ શકે એ સ્પષ્ટ હતું; અને પાછળથી સ્વીડનવાસીઓ અને રૂશિયનો સામે પણ થવું પડશે, એનો વિચાર ધ્યાનમાં રાખવાનો હતો. આ પ્રમાણે મંત્રસભામાં મંત્ર ચાલતો હતો. અનિશ્ચયની ગંધ આવતાં નેલ્સન અધીરો બની જતો; અને આ વખતે વહાણ પરની પોતાની રાવટીમા ફર્યા કરતો, અને વારંવાર બોલતો કે, " વધારે મોટી સંખ્યા, તેમ વધારે સારૂં; હું ઇચ્છું કે, તેમની સંખ્યા છે

તેનાથી બમણી હોય; યાદ રાખજો કે, વિજય તેથી વધારે સર: થશે. " બાલ્ટિકના કાફલા સામે ઉતરવું પડે તો નેલ્સને પોતાના મનમાં એવી યોજના ઘડી રાખી હતી કે, મોખરે હલ્લો કરીને તેમની હીલચાલો ગુંચવી નાખવી. ફક્ત લડાઇનાં દશ મોટાં વહાણો અને સઘળાં નાનાં વહાણો સાથે પોતે હુમલો કરી શકશે, એમ તેણે કહ્યું. સર હાઇડે તેની માગણી કરતાં યુદ્ધનાં બે મોટાં વહાણો વધારે આપ્યા. અને સઘળી વ્યવસ્થા તેને સોંપી દીધી.

બ્રિટિશ કાફલાને દુસ્મનની સામે થવાનું હતું એટલું જ નહિ. પરન્તુ તેમને ખાડીની સ્થિતિનું પણ જ્ઞાન ન હતું, ખાડી ગુંચવણથી ભરેલી હતી, અને નિશાનો માટે તરતાં રાખવામાં આવેલાં સઘળાં બોયા દૂર કરવામાં આવ્યા હતાં. અને ડેનો ધારતા હતા કે, એ મુશ્કેલીમાંથી તેઓ પાર પડી શકશે નહિ, કેમકે કાફલો મોટો હતો. ત્યારે પ્રમાણમાં ખાડી ઘણી નાની હતી. ગુજરાતીમાં એક કહેવત છે તે પ્રમાણે " વૈકુંઠ સાંકડું હતું અને ભગતડાં ઝાઝાં હતાં." પરન્તુ રાત દિવસ અવિશ્રાંત મહેનત કરીને નેલ્સને ખાડીનાં ઉંડાણો મપાવ્યા અને નવેસર બોયા મુકાવ્યાં. ૧ લી એપ્રીલના પ્રાતઃકાળમાં આખો કાફલો માઇલ આઉન્ડને વાવ્ય છેડે શહેરથી ૭ માઇલની અંતર આવી લંગર નાખી પડ્યો. શહેરની સન્મુખ આશરે પોણા માઇલના અંતર પર એક બાડું હતું, તે શહેરના સમુદ્ર તરફના મોખરા પર લાગું પડ્યું હતું. કિંગ્સ ચેનલમાં ઉંડું પાણી છે, તે આ બાડા અને શહેરની વચ્ચે આવેલી છે. અને અહિંયાં જેમ અને તેમ કિનારાની નજીક ડેનોએ બચાવની હાર જોડેલી હતી. અંદરના મુખપર બે કૃત્રિમ ટાપુઓ હતા. તેમાં તાજનાં તોપખાના હતા, અને શહેરની નજીકના તેમના છેડાની પાંખો પર કેટલાંક વહાણો અને તરતા તોપખાના આવી રહ્યાં હતાં. એ બે ટાપુઓ પણ ભયંકર હતા. તેમાંના મોટા ટાપુના ડેનોના કહેવા પ્રમાણે

૬૬ તોપો હતી, ત્યારે નેલ્સનના માનવા પ્રમાણે ૮૮ તોપો હતી. કાફલાએ લંગર નાખ્યા પછી " એમેઝોન " માં રયુ સાથે નેલ્સને જમીનની છેલ્લી તપાસ લીધી, અને આશરે એક વાગ્યે પોતાના વહાણમાં પાછો ફરીને લંગર ઉપાડવાનું નિશાન આપ્યું. તેને એક હર્ષનાદથી વધાવી લેવામાં આવ્યું. મંદ મંદ અનુકૂળ પવન વાતો હતો અને તેમણે લંગર ઉઠાવ્યું. પહેલેથી બોયાં મૂકી દીધેલાં હોવાથી તેમને રસ્તાની મુશ્કેલી ન નડી. રયુ મોખરે ચાલ્યો; ભાઠાની બહારની ધારે ધારે કાફલો આગળ વધ્યો, તેના દૂરના છેડાની પ્રદક્ષિણા કરી અંધકાર થતાં ડ્રેકો પોઇંટ આગળ લંગર નાખ્યું. હવે દુશ્મનનાં સર્વથી આગળ આવેલાં વહાણો માઇલથી અધિક દૂર ન હતાં. સાંજનાં જ લડાઇને માટે તૈયારીઓ કરવાનું નિશાન આપવામાં આવ્યું, અને પોતાનું લંગર પડતા પડતાં નેલ્સને કહ્યું: " પવન અનુકૂળ થાય તે જ ઘડીએ હું તેમની સામે યુદ્ધ કરીશ. " એમ ઠરાવવામાં આવ્યું હતું કે, નેલ્સન ઉપડે તે જ વખતે તેની બાજુપરનાં તાજનાં તોપખાનાંને તેમ જ દારૂગોળા આદિના ભંડારના દ્વાર આગળ લડાઇનાં મોટાં ચાર વહાણો પડ્યાં હતા તેમને ભયમાં નાંખવાને, તથા યુદ્ધમાંથી શક્તિહીન થઇ નીકળતાં વહાણોને ઢાંકવાને-રક્ષણ આપવાને માટે બીજે દિવસે પ્રભાતમાં સર હાઇડ બાકીનાં વહાણો સાથે લંગર ઉપાડવું.

તે દરમ્યાન ડેનો હાથ પગ જોડીને બેઠા ન હતા. ક્રોનેનબર્ગની તોપોએ આખા શહેરને જણાવી દીધું કે, સંધિનું કાર્ય પડી ભાગ્યું છે, બ્રિટિશ કાફલો સાઉન્ડમાં પસાર થાય છે. અને હવે બંને રાજ્યો વચ્ચે હથીયારોથી નિર્ણય થશે, અને તરત જ તેમનામાં ઉત્તમ જુસ્સો પ્રકટી નીકળ્યો. પોતાના દેશની સેવાને માટે સર્વ જાતિના લોકો બહાર પડ્યા, વિદ્યાપીઠે ( યુનિવર્સિટી ) ડેન્માર્કની આશાઓ રૂપી ૧૨૦૦ યુવકોની એક ટુકડી આપી નેલ્સનના

કાફલાની હીલચાલો માલુમ પડી ત્યારે કયાં અને કયારે હુમલો થશે તેનું તેઓને જ્ઞાન હતું, અને બચાવની હારોમાં સીપાઇઓ, નાવિકો, અને નાગરિકોને કોઇ પણ પ્રકારના નિયમ વિના જેમ તેમ ગોઠવી દેવામાં આવ્યા હતા. જો ડેનોનું સઘળું ધ્યાન આ પ્રમાણે બચાવ કરવા તરફ ન હોત, અને તેમણે કાફલાના માર્ગમાં વિઘ્નો નાખવાનો વિચાર કર્યો હોત તો કદાચિત્ ઝઝૂમી રહેલા હુમલાને પણ તેઓએ નિષ્ફળ કરી નાખ્યો હોત.

આ રાત્રિ કોપનહેગનને માટે અત્યંત ભયાનક હતી, બ્રિટિશ કાફલાને તે એટલી બધી બીવાણુ લાગી ન હતી, કેમકે તેઓ યુદ્ધ કરવાને અને વિજય મેળવવાને ટેવાઇ ગયલા હતા. પોતાના અધિકારીઓની મોટી સંખ્યા સાથે નેલ્સને ભોજન લીધું. હંમેશની જેમ સંગ્રામ થવાનો સમય આવી પહોંચતાં તે બહુ ઉલ્લાસમાં હતો. વાળુ કર્યા પછી રયુ સિવાય બીજા બધા પોતપોતાનાં વહાણોમાં ગયા. નેલ્સન અને ફોલેની સાથે યુદ્ધનો ક્રમ ગોઠવવાને અને ફરમાનો કાઢવાને રયુ રોકાયો. દરમ્યાન તેમની અને દુશ્મનની વચ્ચેની ખાડી તપાસવાને એક નાની હોડી લઇ હાર્ડી નીકળી ગયો, અને દુશ્મનની એટલો બધો નજીક પહોંચ્યો કે, સમુદ્રનું પાણી માપવાના સીસાનો તાગ નાખવાથી દુશ્મનનું ધ્યાન ખેંચાય તેથી તેણે તેમના આગલા વહાણની આસપાસનું માપ વાંસડા વડે લીધું. છેલ્લા ત્રણ દિવસોમાં નેલ્સનને એટલો બધો થાક લાગ્યો હતો કે, તેને પલંગ પર સુવાની વિનતિ કરવામાં આવી. બહુ આનાકાની પછી તે પલંગ પર પડયો, અને ત્યાંથી હુકમો અને સૂચનાઓ આપવી ચાલુ રાખી, આશરે અગિયાર વાગે હાર્ડી પાછો ફર્યો, અને ખાડીમાં જવાય એવું છે, તથા દુશ્મનની હાર સુધી પુષ્કળ ઉંડાણ ભરેલું છે, તે સઘળી હકીકત તેણે કહી. આશરે એક વાગે હુકમો પુરા થયા, અને તે લખી કાઢવાને આશરે અર્ધો ડઝન

કારકુનો રોકવામાં આવ્યા. ૭ વાગ્યે તેમણે પોતાનું કામ પૂરૂં કર્યું. તાજના તોપખાનાના ગોળા ફૂટતા બંધ થાય કે તરત જ ખુશ્કી લશ્કર અને પાંચસો નાવિકો સહિત કેપ્ટન ફ્રીમેન્ટલ અને ઓન. કર્નલ સ્ટુઅર્ટને તેની પર હુમલો કરવાનો હતો; અને સંયોગો ઊભા થાય તે પ્રમાણે વર્તવાનો ખાસ હુકમ રયુને આપવામાં આવ્યો હતો. તેને "બ્કાનશે" અને "આલ્કમીન" નામનાં નાનાં લડાયક બારકસો, "ડાર્ટ" અને "એરો" નામક બે એક સટનાં વહાણો અને "ઝેફીર" અને "ઓટર" નામનાં આગ લગાડવાનાં વહાણો આપવામાં આવ્યાં હતાં. બીજા દરેક વહાણની જગા નીમી આપવામાં આવી હતી. "બેલ્લોના" નો ટંડેલ મી. બ્રીઅરલી કાફલાને મોખરે રહેવા તૈયાર થયો, અને સ્હાડા નવ વાગે વારાફરતી લંગર ઊઠાવવાનું નિશાન અપાયું. જતાં જતાં બે વહાણો લાધી ગયાં અને તે વખતે લડવાને માટે નકામા થઇ ગયાં.

દશને પાંચ મિનિટે લડાઇની શરૂઆત થઇ. આશરે અર્ધો કલાકમાં બ્રિટિશ કાફલાનો પ્રથમ અર્ધ ભાગ લડાઇમાં ભાગ લેવા લાગ્યો અને સાડા અગિઆરે બધાં લડાઇમાં જોડાઇ ગયાં. હુમલાની યોજના તો સંપૂર્ણ હતી, પરંતુ અણધાર્યાં અકસ્માતોથી તે ચૂંથાઇ ગઇ હતી. લડાઇનાં બાર વહાણોમાંથી એક તદ્દન નિરૂપયોગી થઇ ગયું હતું, અને બે એવી સ્થિતિમાં ફસાઇ ગયાં હતા કે, ધારવા કરતાં અર્ધું કામ પણ તે આપી શકયાં નહિ. તોપોવાળા મછવાઓના કાફલામાંથી માત્ર એક જ લડાઇમાં ઊતરી શકયો. સખ્ત પ્રવાહને લીધે અને સામા પવનને લીધે બાકીના પૂર્વ છેડાને બાકીના પસાર કરી શકયા નહિ. માત્ર બે જ બોમ્બ ફેંકનારાં વહાણો મીડલ ગ્રાઉન્ડની પોતાની નીમેલી જગા લઇ શકયાં, અને દારૂ

ગોળા આદિના ભંડારપર ગોળા ફેંકી શક્યાં. રયુ એ તાજના તોપખાના સામેની ખાલી જગા લીધી.

લડાઇની શરૂઆત થઇ તે પહેલાં ચોથા ભાગનાં મોટાં લડાયક વહાણો નકામાં થઇ ગયાં તેથી નેલ્સનને અત્યંત ક્ષોભ થયો; પરંતુ લડાઇમાં ઊતરતાં એક હજારથી પણ વધારે તોપોએ તેના કાફલાને આવકાર આપ્યો કે તરત જ, સંગીતની જેમ તોપોની ગર્જનાથી જાણે કે સઘળી ચિંતા અને દુઃખદ વિચારો દૂર થઇ ગયા હોય તેમ તેના મુખ પર તેજની છટા પથરાઇ, અને વાતચિતમાં પણ તે આનંદી, પ્રફુલ્લ, ઉલ્લાસિત અને ઉમંગપૂર્ણ દેખાયો. તે દરમ્યાન નેલ્સનને જે પ્રતિકૂલ અકસ્માતો નડયા હતા તે કમાન્ડર-ઇન-ચીફ્ના જાણવામાં આવ્યા હતા–તે નજીક જ હતો, તેથી નેલ્સનને માટે તેને ચિંતા થઇ, પરંતુ પવન અને પ્રવાહ વિરૂદ્ધ હોવાથી તેની મદદે તે જઇ શક્યો નહિ. એક વાગ્યા સુધી દુશ્મનોનો મારો જોવાને તેવો અખંડ ચાલતો જોઇને તેણે વિજયની આશા છોડી દીધી. તેણે પોતાના કેપ્ટનને કહ્યું: " નેલ્સનની ખાતર તેને પાછા ફરવાનું નિશાન કરીશ. ફતેહમંદ રીતે સંગ્રામ ચાલુ રાખવાની સ્થિતિમાં તે હશે તો તેને માન નહિ આપે; જો નહિ હોય તો, તેને પાછા ફરવાનું તેથી બહાનું મળશે, અને તેને દોષ આપી શકાશે નહિ. " પરંતુ કેપ્ટન ડોમેટે નિશાન આપવામાં વિલંબ કરવાનું કહ્યું, તથાપિ સર હાઇડના અભિપ્રાય પ્રમાણે ભય એટલો સખ્ત છે કે, નેલ્સન સામો થઇ શકશે નહિ; મારા ધારવા પ્રમાણે પાછા હઠવું જ જોઇએ; મારી પોતાની અંગત ખ્યાતિ પર શી અસર થશે, તેની મને ખબર છે, પરન્તુ જો તેને કલંક અણવામાં આવે તો નિષ્ફલતાનું સઘળું કલંક નેલ્સનને વેઠવાને રહેવા દેવો એ હીચકારાપણું કહેવાય. " આવી નિઃસ્વાર્થ અને ઉદાર લાગણીપૂર્વક તેણે પાછા હઠવાનું નિશાન આપ્યું.

આ વખતે નેલ્સનનું મન સંગ્રામમાં જ પરોવાયલું હતું. તે ડબુસા તરફના તુતકના ભાગ પર ફરતો હતો. મુખ્ય ડોલમાં એક ગોળો વાગ્યો, જેથી આસપાસ છોડીયાં ઊડયાં. નેલ્સને પોતાના એક અધિકારીને સ્મિતપૂર્વક કહ્યું: "કામ કપરું છે; અને એક પળમાં આજે આપણામાંના કોઇનો છેલ્લો દિવસ કદાચ ગણાઇ જાય." પછી તુતકપર ચાલવાના બાજુના રસ્તા આગળ ( gangway ) એકદમ અટકીને લાગણીપૂર્વક તેણે ઉમેર્યું, "પરંતુ ધ્યાનમાં રાખજે કે, હજારો ( પાઉંડો ) મળે તો પણ હું બીજે જાઉં નહિ." લગભગ ચાની વખતે નિશાનને માટે રોકવામાં આવેલા અધિકારીએ બૂમ પાડી કે, કમાન્ડર-ઇન્-ચીફે લડાઇ બંધ પાડવાનું નિશાન આપ્યું છે. નેલ્સને તુતક પર ફરવાનું ચાલુ રાખ્યું; અને મળેલી ખબરની બીલકુલ દરકાર કરી નહિ. તે બીજો આંટો લેતો હતો તે વેળા પેલો અધિકારી તેને મળ્યો, અને તેણે પોતે તેનું નિશાન આપવું કે નહિ, એ પૂછ્યું. "ના", નેલ્સને જવાબ આપ્યો; "તેની પહોંચ આપ." પછીથી વળી તેણે તરત જ પૂછ્યું, "લડાઇ ચાલુ રાખવાનું નિશાન હજી રાખવામા આવ્યું છે કે ?" આ પ્રશ્નનો જવાબ હકારમાં મળ્યો. એ નિશાન તેમને તેમ જ રહેવા દેવાનું કહી પાછો તુતક પર ફરવા લાગ્યો, અને પોતાના છેદાયલા હાથનું ઠુંઠું હલાવવા લાગ્યો; જ્યારે જ્યારે તેના મનમા તીવ્ર લાગણીઓ થતી હતી, ત્યારે ત્યારે તે એમ કરતો. લડાઇ બંધ ન કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો, અને કેપ્ટન ફોલીની તરફ તેણે વળીને કહ્યું: "તમે જાણો છો, ફોલી, કે મને એક જ આંખ છે-કોઇ કોઇ વખત આંધળા બનવાનો મને હક્ક છે." અને પછીથી પોતાની નિસ્તેજ આંખ દૂરબીનના કાચને લગાડી તેણે ઉદ્ગાર કાઢ્યો "ખરેખર હું (લડાઇ બંધ રાખવાનું) નિશાન જોતો નથી !" થોડીવારમાં તેણે પોકાર કર્યો: "જહાનમમાં ગયું તે નિશાન ! વધારે સખ્ત યુદ્ધને માટેનું મારું

નિશાન ઊડતું રહેવા દો! હું એવી રીતે આવાં નિશાનોનો જવાબ વાળું છું. મારા (નિશાન)ને ડોલ સાથે ખીલાવડે જડી નાખો!" બીજાં સઘળાં વહાણોએ પણ નેલ્સનની જેમ યુદ્ધ ચાલુ રાખ્યું પરન્તુ આ નિશાનથી રયુનો કાફલો બચ્યો; દીલગીરી એટલી જ કે તેનો શૂરવીર અગ્રેસર બચ્યો નહિ. એ કાફલો કમાન્ડર-ઇન્ ચીફની નજીકમાં નજીક હતો, તેણે નિશાનને માન આપ્યું, અને પાછો હઠયો. અત્યંત વિષમ અને અસમાન લડાઇમાં તેને ઘણું સખ્ત નુકસાન પહોંચ્યું હતું, અને આ નિશાનથી તેનો સંપૂર્ણ નાશ થતો બચ્યો. પરન્તુ પાછા ફરતાં તેના વહાણે પીઠ બતાવી એટલામાં દુશ્મનના એક ગોળાએ રયુને સ્વધામ પહોંચાડી દીધો.

બ્રિટિશો અને ડેનો વચ્ચે ઘોર સંગ્રામ ચાલતો હતો. અને બંને પક્ષો જીવપર આવીને લડતા હતા. ડેનોએ આવો ઉમદા લડાયક જુસ્સો બતાવ્યો ન હતો. એક અને બેની વચ્ચે ડેનોનો મારો ધીમો પડયો; આશરે બે વાગતાં તેમની હારના મોટા ભાગમાં તો મારો બંધ પડી ગયો, અને તેમનાં કેટલાંક હલકાં વહાણો ઘસડાવા લાગ્યાં. પરન્તુ તેમને પકડવાં મુસ્કેલ હતાં કેમકે એમેક ટાપુ પરનાં તોપખાનાથી તેમનું રક્ષણ થતું હતું, અને નજીક આવી જવાય તો તે વહાણોમાંથી પણ અનિયમિત મારો ચાલુ રાખવામાં આવ્યો હતો. અઢી વાગતાં "એલીફન્ટ"ની પીઠપરની હારપર યુદ્ધ બંધ પડયું, પરન્તુ તેનો આગળનો ભાગ અને તાજનાં તોપખાનાં હજી ટકાવ કરી રહ્યાં હતાં. પકડાયલાં વહાણોનો કબજો લેવાને ગયેલી હોડીઓ પર ગોળા ફેંકવામાં આવ્યા તે જોઇને નેલ્સન ગુસ્સે થઇ ગયો, અને કહ્યું: "આ અનિયમિત વ્યવહાર બંધ કરવાને માટે કાંતો કિનારા પર માણસો મોકલવાં જોઇએ. અથવા બળતું વહાણ મોકલીને તેમને બાળી નાખવાં જોઇએ.' તાબે થયેલાં વહાણોમાંનાં ચાર એકઠાં થયાં હતાં, તેમની પર ટ્રેકાનર અને એમેક તરફના તોપખાનાંના

છુટેલા-ગોળાની અર્ધી સંખ્યા આવી પડી, અને તેના બદલામાં અંગ્રેજોએ ફેંકેલાં ગોળા બિચારા ડેનોને તેટલા જ અથવા અધિક પ્રાણહારક નીવડયા. નેલ્સન જેટલો શરવીર હતો તેટલો જ દયાળુ હતો. અને આ ખુનરેજીથી તેને ત્રાસ છૂટયો, અને સમયસૂચકતા વાપરી ક્રાઉન પ્રિન્સ (પાટવી રાજકુમાર) ને નીચે પ્રમાણે પત્ર લખી નાંખ્યો: " ડેન્માર્ક જ્યારે સામું ન થતું હોય ત્યારે તેને બચાવી લેવાના હુકમો લૉર્ડ નેલ્સનને મળેલા છે; પરન્તુ ડેન્માર્ક તરફથી ગોળા ફેંકાવા ચાલુ રહેશે તો લૉર્ડ નેલ્સનને જે તરતાં તોપખાનાં પકડયાં છે તેમને આગ લગાડવાની તેને ફરજ પડશે, અને જે શૂરવીર ડેનોએ તેમનો બચાવ કર્યો છે, તેમને બચાવવાની તેને સત્તા રહેશે નહિ. " આ પત્ર સુલેહના વાવટા હેઠળ કેપ્ટન સર ફ્રેડરીક થેસીગર સાથે મોકલવામાં આવ્યો તે દરમ્યાન મોખરાના વહાણોના મારાથી, તથા સર હાઇડની ટુકડીનાં બે વહાણો હવે શત્રુને ભયમાં નાખે એટલા નજીક આવી લાગ્યાથી ટ્રેકોનેરની પૂર્વની ડેનીશ હારનો બાકીનો ભાગ ચૂપ થયો હતો. તે તોપખાનાએ હજી ગોળા ફેંકવા ચાલુ રાખ્યા હતા. તેની પર હુમલો કરવાને નીમવામા આવેલા વહાણોના અભાવે, અને રસુના નાના કાફલાના ઓછા બળને લીધે તે ભયાનક તોપખાનું લગભગ સહીસલામત રહ્યું હતું; લડાઇનો અંત આવ્યો તે અરસામાં તેને ચલાવવાને માટે આશરે ૧૫૦૦ માણસો રોકવામાં આવ્યા; છતાં, એવો અવ્યાવહારિક પ્રયત્ન છોડી દેવામાં આવ્યો.

થેસીગરની ગેરહાજરીમાં નેલ્સને ફ્રિમેન્ટલ અને ફોલે સાથે મસલત ચલાવી કે, જે વહાણોને ઓછામા ઓછી ઇજા થઇ હોય, તેમની સાથે ડેનીશ હારના હજી સહીસલામત રહેલા ભાગ સામે જવું સલાહભર્યું છે કે નહિ ? તેમનો નિશ્ચયાત્મક અભિપ્રાય એ હતો કે, પવન અનુકૂળ ચાલુ રહે તે સમયમાં ગુંચવાડાભરેલી

ખાડીમાંથી કાફલો ખસેડી લેવો એ જ ઉત્તમ માર્ગ છે. થેસીગર પાછો આવ્યો ત્યાર પછી અર્ધાએક કલાકે સુલેહનો વાવટો લઇને ડેનીશ એડજ્યુટન્ટ–જનરલ લીન્ડહોલ્મ આવ્યો જે ઉપરથી ટ્રેકોનરે ગોળા ફેંકવા બંધ કર્યા, અને લડાઇ ચાર કલાક ચાલ્યા પછીથી બંધ પડી. નેલ્સનના પત્રનો હેતુ શો હતો ? તે જાણવાને પ્રિન્સે પોતાના અધિકારીને મોકલ્યો હતો. તેના જવાબમાં લૉર્ડ નેલ્સને લખ્યું કે તેનો હેતુ માત્ર દયાનો હતો. તેથી પકડાયલાં વહાણોમાંથી કેદીઓ લઇ લે ત્યાં સુધી લડાઇ બંધ રાખવાની સંમતિ આપી, અને સર્વથી ઘવાયલા ડેનોને જમીન પર ઉતારવાની અને તેણે પકડેલાં વહાણોને બાળી દેવાની અથવા ખસેડવાની સંમતિ આપી. બીજી વખત પ્રત્યુત્તર સાથે સર ફ્રેડરીક થેસીગરને મોકલવામાં આવ્યો અને આ સંબંધમાં કમાન્ડરઇન્–ચીફ સાથે વાતચિત કરવાને ચાર માઇલ દૂર લંગર નાખી પડેલા "લંડન" પર જવાનું ડેનીશ એડ્જ્યુટન્ટ–જનરલને કહેવામાં આવ્યું; અને આ પ્રમાણે જે ખરેખરી તક પોતાને મળી, તે વ્યર્થ ન ગુમાવવાના વિચારથી પોતાનાં આગળનાં વહાણોને વારાફરતી લંગર ઉપાડવાનું નિશાન આપ્યું. તેમને માડું પસાર કરવાનું હતું, ઘણું નુકસાન પહોચેલું હતું અને તેમનો માર્ગ ટ્રેકોનરની તોપોની હેઠળ થઇને હતો. એવી રીતે પાછા ફરતાં કેટલાંક વહાણો જમીન પર ધસી બેઠાં, એ વખતે "ડેન્બ્રોગ" સળગતું સળગતું બળતું હતું તે એક ધડાકાની સાથે નાશ પામ્યું, અને તેના ખલાસીઓને બચાવવાને બ્રિટિશ હોડીઓ સઘળી દિશાઓમાં મોકલવામાં આવી હતી, પરન્તુ તેઓમાંથી ઘણા થોડા બચી શકયા. તેમનો આ પ્રમાણે નાશ થવાથી નેલ્સનને વધારે લાગી આવ્યું. કેમકે હવે યુદ્ધ પતી ગયા પછી નેલ્સનના મનમાં ડેનો માટે ઝેર ન હતું, પરન્તુ તેમને માટે માન અને સારી લાગણી ઉત્પન્ન થયાં હતાં.

આ લડાઇ કમાન્ડેર–ઇન્–ચીફ ના હુકમથી વિરૂદ્ધ થઇને તે લડયો હતો અને તેને વિજય મળ્યો, તેથી કમાંન્ડર–ઇન–ચીફની ગણત્રીમાં કેવી ચૂક થઇ હતી, તે સાબીત થયું. પરન્તુ તેથી નેલ્સનના મનમાં લાગણીનો ઉભરો ચડી આવ્યો; અને તેણે કહ્યું, "હું હુકમોની વિરૂદ્ધ લડયો છું, અને કદાચિત્ મને ફાસીએ ચઢાવવામાં આવશે. પણ હરકત નહિ, ચઢાવવા દો ! " પરન્તુ તે દિવસની તેની સેવાઓ એટલી બધી અસ્ખલિત નીવડી હતી, અને એનો વિજય એટલો બધો અપ્રતિમ હતો કે, કોઇ પણ સરદારને ગમે તેટલી ઇર્ષ્યા થઇ હોય તો પણ તે તરફ સંતોષ અને અંતઃકરણની ઉપકારવૃત્તિ સારી રીતે દર્શાવ્યાં હતાં. હવે શીઘ્ર ઠરાવવામાં આવ્યું કે ૨૪ કલાક સુધી યુદ્ધ બંધ રાખવું. સઘળાં પકડાયલાં વહાણો શરણે કરવાં અને ઘવાયલા ડેનોને કિનારે લઇ જવા દેવા. પછી પકડાયલાં વહાણોની વ્યવસ્થા કરવાનું અને રેસડાઇ પડેલાં વહાણોને તરતાં કરવાનું કામ પાર પાડવામા આવ્યું. એ પછી અંગ્રેજો પોતાના વહાણોને સમારવાના, કેદીઓની વહેંચણી કરવાના કામમાં પડયા. ગુડ ફ્રાઇડેનો દિવસ હતો, પરન્તુ ડેન્માર્કને માટે તે શોકનો દિવસ હતો. લડાઇથી ઘણા માણસોનો ઘાણ નીકળી ગયો હતો. બ્રિટિશોના ૯૫૩ માણસો મરાયા અને ઘવાયા હતા. ડેનોની ખુવારીનો આંકડો કેદીઓની સંખ્યા સહિત લગભગ ૬૦૦૦ જેટલો હતો. તે દરમ્યાન સુલેહના સંદેશા ચાલતા હતા, અને બીજે દિવસે નેલ્સને પ્રિન્સને મળવા જવાનું ઠરાવવામાં આવ્યું. હાર્ડી અને ફ્રિમેન્ટલ તેની સાથે જમીન પર ઉતર્યાં. તેના માન માટે તથા જરૂર પડે તો સંરક્ષણને માટે મજબૂત સંરક્ષકોની સારી સંખ્યા તેની સાથે મોકલવામાં આવી હતી. આ મુલાકાત દરમ્યાન સંધિની સઘળી પ્રાથમિક વ્યવસ્થા કરવામાં આવી. તે પછી ભોજન લેતી વખતે નેલ્સને પોતાના શત્રુઓની બહાદુરીની મુક્તકંઠે પ્રશંસા કરી.

ફ્રેન્ચો અને ડેનોની સરખામણી કરતાં તેણે કહ્યું, "ફ્રેન્ચો બહાદુરીથી લડયા હતા; પરન્તુ ડેનોએ જે લડાઇ ચાર કલાક સુધી ટકાવી રાખી તે લડાઇ તેઓ એક કલાક સુધી ટકાવી શકયા ન હોત."

જે ડેનોએ પોતાના દેશને માટે લોહી રેડયું હતું તેમને માટે તેમના દેશબંધુઓએ બહુ જ લાગણી બતાવી. ઘવાયલાઓની બરદાસ્ત તથા સુખચેનને માટે જરૂરી ચીજો હોસ્પીટલોમાં એટલી બધી મોકલવામાં આવી કે, હવે વધારે લઇ શકાશે નહિ એવી જાહેરખબર આપવી પડી. યુદ્ધ પછી ત્રીજે દિવસે મરણ પામેલાઓને ભૂમિદાહ કરવામાં આવ્યો. કપાઈ ગયલાઓને જે સ્થળે એકઠા કરવામાં આવ્યા હતા, ત્યાં એક સ્મારકસ્તંભ ઊભો કરવામાં આવ્યો, અને દુઃખીઓને રાહત આપવા માટે રાજ્યનાં સઘળાં દેવળોમાં ઉઘરાણું કરવામાં આવ્યું. સઘળા અધિકારીઓને અને જે સૈનિકોએ નામના મેળવી હતી તેમને ચાંદો આપવામાં આવ્યા હતા. અને લડાઇમાં પરાજય પામ્યા છતાં પોતાના દેશબંધુઓના શૌર્યની પ્રશંસાનાં કાવ્યો બનાવવામાં આવ્યાં હતાં.

બીજા પાંચ દિવસ સુધી સુલેહના સંદેશા ચાલ્યા. તે દરમ્યાન પકડાયલાં વહાણોની એવી વ્યવસ્થા કરવામા આવી કે તે નેલ્સનને બીલકુલ ગમી નહિ. ૭ મોટાં લડાયક વહાણો અને આઠ બીજાં વહાણો પકડવામાં આવ્યાં હતાં. એમાંથી ૬૪ તોપોનું "હોલ્સ્ટેઇન." જ ઇગ્લાંડ મોકલવામાં આવ્યું. "ઝીલંડ" વધારે સુંદર વહાણ હતું. પરંતુ 'ઝીલંડ' અને બાકીનાં બધાં વહાણોને બાળી નાખવામાં આવ્યાં, અને તે પરની પીત્તળની તોપો એટલા છાછરા પાણીમાં ડુબાડવામાં આવી કે, થોડા વખતમાં ડેનોએ તે પાછી કાઢી લીધી હતી. આથી નેલ્સનને માઠું લાગ્યું. પોતાના વિજયસૂચક ચિન્હોનો આ પ્રમાણે નાશ થાય તેથી યોદ્ધાઓને કેવું લાગી આવે ? અને વળી તેથી તેમને

કેટલીક આર્થિક ખોટ ગઇ હતી. આ વહાણોને બાળી નાખવાને બદલે તેમને સમારી ઇંગ્લાંડ લઇ જવામાં આવ્યાં હોત તો સારી રકમ આવત. તેથી ગરીબ નાવિકોને લાભ થાત. આમ હોવાથી દીવાને-આમ પાસેથી તેમને બક્ષિસ અપાવવાને માટે નેલ્સને પ્રયત્ન કર્યો.

યુદ્ધવિરામની શરતોનો છેવટનો નિર્ણય કરવાને નેલ્સન ૯ મીએ એક વાર ફરીથી જમીન પર ઊતર્યો. એ શરતો જ્યાં સુધી ચાલુ રહે ત્યાં સુધી ડેન્માર્કના હથીયારબંધ વહાણો વગેરે તે વેળા જ્યાં હતાં ત્યાંને ત્યાં જ અને તેવી જ સ્થિતિમાં રહે, એમ ઠરાવવામા આવ્યું, અને 'હથીયાર બંધ તટસ્થતા' (Armed Neutrality ) નો જેટલો ભાગ ડેન્માર્કને લાગુ પડતો હતો તે રદ્દ કરવામાં આવ્યો. કેદીઓને કિનારે મોકલવાના હતા; તેમની અને ઘવાયલાઓની પણ પહોંચ આપવાની હતી, જેથી કરીને જો લડાઇ પાછી ચાલુ કરવામા આવે તો લડાઇના હિસાબમા ગ્રેટ બ્રિટનને ખાતે તેમને જમા કરવામાં આવે. બ્રિટિશ કાફલાના માણસોના સ્વાસ્થ્ય અને સુખચેનને માટે સઘળી જરૂરી ચીજો લેવા દેવામાં આવી. એ શરતો કેટલા સમય સુધી ચાલશે એ નક્કી કરવાના સંબંધમાં મુસ્કેલી ઊભી થઇ. ડેનીશ કમીશનરોએ રૂશિઆ વિશેના પોતાના ભયો જણાવી દીધા; અને નેલ્સને પણ સ્પષ્ટ રીતે કહી દીધું કે, લાંબી મુદ્દત માગવાનું કારણ એ હતું કે, રૂશિઅન કાફલા સામે પગલાં ભરવાનો અને પછી કોપનહેગન પાછા ફરવાનો પોતાને સમય મળે. આ મુદ્દા પર બેમાંનો એક પણ પક્ષ બીજાને નમ્યું આપતો ન હતો, અને લડાઇ પાછી શરૂ થશે એવો ભય થયો. પરન્તુ છેવટે પ્રિન્સ સાથે નક્કી કરવામા આવ્યું કે, યુદ્ધવિરામ ચૌદ અઠવાડીયાં ચાલશે, અને દુસ્મનાવટનો ફરીથી આરંભ કરતા પહેલાં ૧૪ દિવસની નોટીસ આપવામાં આવશે.

કોપનહેગનના આ યુદ્ધમાં વિજય મેળવવા માટે નેલ્સનને વાય કાઉન્ટની પદવી આપવામાં આવી.

---

## પ્રકરણ ૮.

### *એમીયન્સની સંધિ–ભૂમધ્ય સમુદ્રના કાફલાની સરદારી. ( ૧૮૦.–૧૮૦૨ )

" Virtue is to herself the best reward. "

*—Henry More*

" 'Tis not in mortals to command success,
But we'll do more, Sempronius; we'll deserve it '

*—Addison.*

" He most lives
Who thinks most, feels the noblest and
acts the best. "

*—P. J. Bailey.*

યુદ્ધવિરામની શરતો છેવટે નક્કી કરવામાં આવી હતી, તેના

* ફ્રાન્સ અને ઇંગ્લાંડની વચ્ચે ૧૮૦૨ ના ૨૫ મી માર્ચને દિવસે આ સંધિ કરવામાં આવી હતી. સીલોન અને ત્રિનિદાદ સિવાય ઇંગ્લાંડે પોતાનો સઘળી જીતો છોડી દેવાનું કબૂલ્યું, અને ફ્રાન્સે સાત આયોનિઅન ટાપુઓનું પ્રજાસત્તાક માન્ય રાખ્યું; નેપલ્સ અને પોપનાં સંસ્થાનો ખાલી કર્યાં. પરન્તુ યુરોપની બીજી સર્વ જીતો પોતાના હાથમાં રાખી આ સંધિ ટૂંક જીવનની હતી. કેમકે ૧૮૦૨ માં પાછું યુદ્ધ જાહેર કરવામાં આવ્યું હતું.

સમાચાર અર્લ સેંટ વિન્સેન્ટને આપતાં, નેલ્સને સ્પષ્ટતાથી અને સંકોચાયા વિના મંદતા અને નિશ્ચયના અભાવથી પોતાને કેટલો બધો અસંતોષ થયો હતો, તે જણાવ્યો. સર હાઇડે તેને રેવલનાં. રૂશિયન વહાણો તરફ જવા દીધો નહિ. છેવટે તેણે એ વહાણોને. અંદર ભરાઇ જતાં અટકાવવાને માટે કાર્લ્સક્રોના સુધી જવા દેવાનું કહ્યું; પણ તો યે તેને રજા આપવામાં આવી નહિ. અને અર્લ સેંટ વિન્સેન્ટનું કામ ઢીલું ઢીલું અને ધીમું ધીમું ચાલતું હતું. એ સ્થિતિમાં તેનાથી ટકાયું નહિ. થાક, અખંડ ચિંતા અને પ્રતિકૂળ હવાને લીધે તે કંટાળ્યો હતો; અને ઇંગ્લાંડ જવાને આતુર બન્યો હતો. કમાન્ડર-ઇન્-ચીફમાં પ્રવૃત્તિ અને નિર્ણયના અભાવથી તેનો જુસ્સો દબાઇ ગયો હતો. અને તેથી બાલ્ટિક સમુદ્રની હવા કરતાં વધારે અસર તેના સ્વાસ્થ્ય પર થઇ હતી. યુદ્ધવિરામના દસ્તાવેજ પર સહી કરવામાં આવ્યા પછી, સત્વર કામ લાગે એવાં વહાણોને પોતાની સાથે લઇને સર હાઇડ પૂર્વ તરફ જવા નીકળ્યો, અને જેમને થોડું નુકસાન લાગ્યું હતું તેમને સમારવામાં આવે અને બાકીનાંને ઇગ્લાંડમાં મોકલવામાં આવે કે તરત જ નેલ્સનને પોતાની પાછળ આવવાનો હુકમ આપ્યો હતો. એમેક અને સેલ્થોલ્મના ટાપુઓની વચ્ચેથી પસાર થતાં કેટલાંક વહાણોએ જમીનને સ્પર્શ કર્યો, કેટલાંક થોડા સમયમાં ખૂંચી બેઠાં, પરન્તુ ગંભીર ઇજા પહોંચી નહિ. ધુમસ વેરાતા રૂશિઅનો રેવલ છોડવાને શક્તિવાન બને તે પહેલાં, તેમની સાથે પ્રથમ યુદ્ધ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતો. પરન્તુ માર્ગમાં ખબર મળી કે, તેમની સાથે મળી જવાને સ્વીડ લોકો સમુદ્રમાં નીકળી આવ્યા હતા; એટલે દુસ્મનના બળના એ ભાગને મધ્યમાંથી કાપી નાખવાની આશામાં સર હાઇડે પોતાનો માર્ગ બદલ્યો. નેલ્સને આ સમયે વધારે જરૂરી કામ પતાવી દીધું હતું, અને ૧૮ મી એ કાફલાની પાછળ જવાની

તૈયારી કરી. ટાપુઓની વચ્ચે થઇ, ખાડી પસાર કરવાને માં "સેંટ જ્યોર્જ" ને હલકું કરવાની જરૂર હતી, તેથી તેના પરની તોપો એક અમેરિકન વહાણ પર ચઢાવવામાં આવી. પરન્તુ સામો પવન હોવાથી નેલ્સન હાલી ચાલી શક્યો નહિ. આ પ્રમાણે તેને વાર થઇ; તે જ સાંજે સ્વીડનના અને બ્રિટિશ કાફલાઓની સ્થિતિ વિષે અને લડાઇ થવાના સંભવ વિષે તેને સમાચાર મળ્યા.કાફલો આશરે ૩૦ માઇલ દૂર હતો, અને પવન તથા પ્રવાહ સામાં હતાં. પરન્તુ આવા મામલામાં નેલ્સન સાનુકૂળ મોસમને માટે રાહ જુવે એ અશક્ય હતું. તરત જ પોતાની હોડી સજ્જ કરી તેમાં ઊતરી પડ્યો. રાત્રિનો પ્રારંભ થતો હતો–ઉત્તરની ઠંડી, વસન્તની રાત્રિ હતી, આમ તેમને વહાણ છોડયા પછી તરત જ માલૂમ પડ્યું કે, ઉતાવળમાં ને ઉતાવળમાં તેઓ હોડીનો ઝભ્ભો લેતાં ભૂલી ગયા હતા. પરન્તુ નેલ્સને તેને માટે પાછા ફરવાની ના પાડી, અને જ્યારે તેના એક સાથીએ પોતાનો મોટો ડગલો આપવા માંડયો, ત્યારે નેલ્સને જવાબ આપ્યો, " હું તમારો અત્યંત આભાર માનું છું; પરન્તુ સત્ય કહું છું કે, હમણાં ચિંતાની ગરમી મને જોઇએ તેટલી લાગે છે."

આશરે મધ્યરાત્રિએ તે કાફલાને જઇ મળ્યો, અને એકવાર ફરીથી "એલીફન્ટ" ઉપર ચઢયો. પ્રભાતમાં સ્વીડ લોકો દેખાયા; પરંતુ અંગ્રેજોને આવતાં જોઇને, તેઓ પાછા હઠયા, અને કાર્લ્સ ક્રોના બંદરના પ્રવેશદ્વાર આગળના ટાપુનાં તોપખાનાં પાછળ આશ્રય લીધો. સર હાઇડ સુલેહનો વાવટો મોકલાવ્યો અને પૂછાવ્યું કે, ડેન્માર્કે યુદ્ધવિરામની શરતો કબૂલ કરી છે, તેથી સ્વીડન દુશ્મનાવટ છોડી દેશે કે નહિ? ત્યાંનો સરદાર આ પ્રશ્નનો ઉત્તર આપી શક્યો નહિ, પરન્તુ તેઓનો રાજા થોડાક સમયમાં ત્યાં આવી પહોંચ્યો, તેણે સંતોષકારક ઉત્તર આપ્યાથી સર હાઇડ ફીન્લેન્ડના અખાત તરફ જવા નીકળ્યો. તે લાંબે ગયો નહિ તેટલામાં કોપનહેગનમાંના

રૂશીઅન એલચી તરફથી સંદેશા મળ્યો કે, રૂશિઅન સમ્રાટ પૉલ મૃત્યુ પામ્યો છે; અને ગાદીએ આવનાર અલેકઝાન્ડરે કોલકેરારથી તકરારનો અંત આણવાની તેના પિતા પાસે ઇંગ્લાંડે કરેલી માગણી સ્વીકારી છેઃ તેથી હવે વિશેષ દુશ્મનાવટ બતાવતાં અટકવાનું બ્રિટિશ નેલ્સનનું સૂત્ર એ હતું કે, અસરકારક રીતે સંધિના સંદેશા ચલાવવાને માટે બળ હાથ લાગ્યું હોવું જોઇએ, અને યુદ્ધ કરવાની સ્થિતિમાં સુસજ્જ હોવું જોઇએ. બ્રિટિશ કાફલાને હવે ઈંગ્લાંડમાંથી કુમક આવી મળી હતી, તેથી મોટાં લડાયક વહાણોની સંખ્યા અઢાર થઇ હતી, અને રેસવે જવાનો પવન સાનુકૂળ હતો. રૂશિઆના કથનમાં કાંઇ દગો કે કપટ માલૂમ પડે તો રૂશિઅન કાફલા અને ક્રોન્સટેડટ કાફલાની વચ્ચે ઊભા રહેવાને માટે તેણે તરત જ રેવ્લે તરફ ઉપડી જવાનો વિચાર બતાવ્યોઃ તેથી ઉલટી રીતે સર હાઇડની માન્યતા એ હતી કે, પૉલના મૃત્યુથી સર્વ મુશ્કેલીઓ દૂર થઇ છે, કેમકે તેનું મૃત્યુ જે રીતે થયું હતું, તે પરથી સ્પષ્ટ માલૂમ પડતું હતું કે, પીટર્સબરોના પ્રધાનમંડળની રાજનીતિમાં ફેરફાર થશે; પરન્તુ નેલ્સન અચોક્કસ બનાવો પર કદાપિ વિશ્વાસ રાખતો નહિ, અને ચંચળતાથી તથા નિશ્ચયથી જે મેળવી લેવાય તે મેળવી લેતો. એથી જ્યારે કમાન્ડર–ઇન–ચીફ ઝીલેન્ડના કિનારા તરફ પાછો ફર્યો, અને કીઓગે ઉપસાગરમાં લંગર નાખ્યું, ત્યારે તેને અત્યંત નિરાશા ઉપજી. ૫ મી મેએ સર હાઇડને પાછા બોલાવવાના અને નેલ્સનને કમાન્ડર–ઇન–ચીફ નીમનાર લખોટા આવ્યા ત્યાં સુધી, કાફલો ત્યાં જ રહ્યો. હવે એક પળ પણ ગુમાવવાની ન હતી. કમાન્ડર–ઇન–ચીફ તરીકે સઘળા મોટા મછવા ( launches )ને અંદર ખેંચી લઇને લંગર ઉપાડવાની તૈયારી કરવાનું તેણે પ્રથમ નિશાન આપ્યું, અને ૭ મી એ તે કીઓગેમાંથી ઉપડ્યો. સ્વીડ્ઝની દેખરેખ રાખવાને તેના કાફલાનો એક બૉર્નહોમમાં રાખવામાં આવ્યોઃ

સ્વીડન પાસેથી તેણે ખાત્રી લીધી હતી કે, કૅટીગટમાં અને બાલ્ટિક સમુદ્રમાંના બ્રિટિશ વ્યાપારને હરકત કરવી નહિ. સ્વીડન અને ગ્રેટ-બ્રિટન વચ્ચે સમાધાની થતી હતી તેને વિઘ્ન થાય એવું કાંઇ બને તો તે કેટલું ખરાબ કહેવાય, એમ તેણે કહ્યું; અને સાથે સાથે કહી દીધું કે, જો સમુદ્ર પર સ્વીડીશ કાફલો મળે તો દુસ્મનાવટ ન દાખવવાનો હુકમ તેને મળ્યો ન હતો. દરમ્યાન તે પોતે મોટાં લડાયક ૧૦ વહાણો, બે નાનાં વહાણો, એક મોટો મછવો અને એક-સઢનું વહાણુ લઇ ફિન્લેન્ડના અખાત તરફ તે વળ્યો. ધાલે રૂશિઆમાંનો સઘળો બ્રિટિશ અસબાબ લઇ લીધો હતો, અને બ્રિટિશ પ્રજાને પિતાના કેદી ગણ્યા હતા. નેલ્સને પોતાનો દેશ સંડોવાય નહિ, એવી રીતે તે સઘળાં વહાણો અને અસબાબ પાછાં મેળવવાનો નિશ્ચય કર્યો. પવન અનુકૂલ હતો, અને ચાર દિવસમાં નેલ્સન રેવલના ઓરવામાં આવી પહોંચ્યો. પરંતુ અંગ્રેજો સુસ્ત બનીને ક્રીઓન્જેમાં પડયા હતા, તે દરમ્યાન ૨૯ મી એપ્રીલે બરફ પોચો પડવાથી રૂશિઅનોએ ૭ ફીટ ઊંડો બરફ કાપી કાઢી, ૩૭ એ આખો કાફલો ક્રોન્સ ટૅટ્ટ જવા ઉપાડી મૂકયો હતો. તે પહેલાં એ કાફલો બ્રિટિશોના જ હાથમાં હતો. કેમકે એ ઉપસાગરમાં બ્રિટિશોએ પ્રવેશ કર્યા પછી બે કલાકમાં તેનું એક પણ વહાણુ બચી શકત નહિ, એવો નેલ્સનનો અભિપ્રાય હતો.

પરંતુ ગુમાવેલી તક માટે પશ્ચાત્તાપ કરવાનું કારણ ન હતું. નેલ્સનને રૂશિઆના ઇરદા કસોટીએ ચઢાવવાની તરત જ તક મળી. તેણે કિનારાપર કહેવરાવ્યું કે, હું મિત્રભાવે આવ્યો છું, અને સલામીની તોપોનો જવાબ આપવાને તૈયાર છું. એમાં તેમણે વિલંબ કર્યો. તેનું કારણ જાણવાને દૂત મોકલવામાં આવ્યો. જે અધિકારીની બેદરકારીથી વિલંબ થયો હતો તેને પકડવામાં આવ્યો. નેલ્સને રશિઅન સામ્રાટને પત્ર લખી તેમાં પોતે અંગત મુલાકાત આપવા

ને ઇરાદો દર્શાવ્યો, રાજ્યગાદી પર આવવાને માટે અભિનંદન આપ્યું, અને બ્રિટિશ પ્રજાને તરત જ બંધનમુક્ત કરવાની અને બ્રિટિશ અસબાબ પાછો સોંપવાની માગણી કરી. તેનો જવાબ ૨૬ મીએ આવ્યો. દરમ્યાન નેલ્સને ગવર્નર સાથે ઘણી મુલાકાતોની આપલે કરી હતી, અને વહાણો તથા કિનારા વચ્ચે ઘણો મિત્રભાવ રહ્યો હતો. અલેક્ઝાન્ડરના પ્રધાનોએ પોતાના ઉત્તર દિશામાં આવેલા રૂશિઅન બંદરમાં બ્રિટિશ કાફલાના આગમન માટે આશ્ચર્ય દર્શાવ્યું, અને ઇચ્છા બતાવી કે તેણે પાછા ફરવું જોઇએ. ગ્રેટબ્રિટન તરફ ઘણી મિત્રતા તેમણે બતાવી; પરન્તુ લૉર્ડ નેલ્સન એક જ વહાણમાં આવવાનું કબૂલ ન કરે તો તેની મુલાકાત લેવાની ના પાડી, આમા નેલ્સનને વહેમનો ગંધ આવ્યો, અને તેથી નેલ્સનને દુઃખ થયું. જો રૂશિઅન કાફલો રેવેલમા હોત તો રૂશિઅન પ્રધાનો આમ લખી શકયા ન હોત, એમ તેણે કહ્યું. તેના મનમાં જે લાગણીઓ હતી તે દર્શાવનારો ઉત્તર તેણે તરત જ લખી મોકલ્યો.

" એક બ્રિટિશ એડમીરલે પોતાના વર્તનનો કોઇ પણ ભાગ સમજાવવામાં જે શબ્દ ઉચ્ચાર્યો હોય તે યુરોપના કોઇ પણ રાજકર્તાએ શબ્દ ઉચ્ચાર્યો હોય તે રાજકર્તાના શબ્દ જેટલો જ પવિત્ર છે. " જો સંયોગો ભિન્ન હોત તો નેલ્સન પોતે રૂશિઅન રાજાને મળીને બન્ને દેશો વચ્ચેની મૈત્રિના દસ્તાવેજ પર પોતે સહી કરત;—એવો પોતાનો વિચાર દર્શાવીને તે પત્ર રવાના કર્યો અને જે ખોરાકને માટે કબાલા કરવામા આવ્યા હતા તે ખોરાક લઇ આવવાને તથા હિસાબ નક્કી કરવાને માટે એક નાનું વહાણ પોતાની પાછળ મૂકી તરત જ નેલ્સન ત્યાંથી ચાલી નીકળ્યો. પરન્તુ બાલ્ટિકમાંથી નીચે ઉતરતા તેને રૂશિઅન એડમીરલ ચીટચેગોફ મળ્યો: સર હાયડના કહેણના સંબંધમાં કમાન્ડર-ઇન ચીફ સાથે અંગત વાતચિત કરવાને રૂશિઅન સમ્રાટે તેને મોકલ્યો હતો.

હતો. ઇચ્છવામાં અને ધારવામાં આવ્યા પ્રમાણે જવાબ માગ્યો; અને તેથી બન્ને દેશોના મિત્રભાવ વિષે પરસ્પરને સંતોષ થયો. પછી નેલ્સને રેવેલ આગળ લંગર નાખ્યું; અને ત્યાં રેવેલથી લખેલા તેના છેલ્લા લખોટાનો પ્રત્યુત્તર મળ્યો, જેમાં એલસીનૉર ઉપર હુમલો થવા માટે રુશિઆએ શોક દર્શાવ્યો હતો, પૉલે પકડેલાં વહાણોને મુક્ત કરવાના હુકમો આપવામાં આવ્યા હતા તેના સમાચાર આપ્યા; અને નેલ્સનને જે પ્રકારે અનુકૂળ આવે તે પ્રકારે પિટર્સબર્ગ આપવાનું આમંત્રણ આપવામાં આવ્યું હતું.

રેવેલથી કાફલો ફીનલૅન્ડ ઉપસાગરમાં પાછો આવ્યો. નેલ્સને જોયું કે, ડેનો ફ્રેન્ચોના કાબુમાં આવી ગયા હતા, ક્રાઉન પ્રિન્સનો સાથી અને સલાહકાર આ સમયે એક ફ્રેન્ચ અધિકારી હતો અને યુદ્ધવિરામની શરતોનું એટલી ખુલ્લી રીતે ઉલ્લંઘન કરવામાં આવ્યું હતું કે, એકવાર ફરીથી યુદ્ધ કરવું પડશે એમ નેલ્સનને લાગ્યું. એ સંબંધમાં એણે તરત જ દરિયાઇ ખાતા પાસેથી સ્પષ્ટ જવાબ તત્કાળ માગ્યો. પ્રિન્સ રોયલના અગ્રેસરપણા નીચે સઘળું બનતું હતું. વહાણોના ડોલ ચઢાવવામાં આવ્યા હતા, તોપો પણ જોડવી દેવામાં આવી હતી, તરતાં તોપખાનાં તૈયાર કરવામાં આવ્યાં હતાં; અને દોરડાં સંપૂર્ણ કરવાનું જ બાકી રહ્યું હતું. સંધિની શરતોનો આટલો બધો ખુલ્લેખુલ્લો ભંગ કરવામાં આવ્યો હતો. નેલ્સનનો ભય ખોટો ન હતો, પરન્તુ કોપનહેગનના સંગ્રામથી તેમની શક્તિ કપાઇ ગઇ હતી. ઝાર પૉલના મૃત્યુથી તેમણે કરેલા એક સંઘમાં બંધાવું પડ્યું હતું, તેથી ત્યાંના મંત્રીમંડળને વધારે સારી તકની રાહ જોવાની ફરજ પડી. એ પછી તરત જ એડમિરલ સર ચાર્લ્સ મોરીસ પોલ સરદાર તરીકે નીમાયો, અને તે ત્યાં આવ્યો એટલે નેલ્સને પોતાનો અધિકાર છોડ્યો. લશ્કરી અને રાજકીય કામકાજ સંપૂર્ણ થઇ ગયું હતું, જેથી બ્રિટિશ કાફલાની હાજરીની

હવે જરૂર ન હતી. નેલ્સને કાફલો છોડ્યો તે વેળા આ ચડાઇનો શીઘ્ર અંત આવશે એમ નિઃશંક ધારવામાં આવતું, છતાં કાંઇ પણ નિશ્ચિત ન હતું. બ્રિટિશ કાફલાનું બળ ઘટી જાય એની ચિંતાને લીધે, તે એક નાના વહાણમાં પાછો ફર્યો. યારમાઉથમાં આવતાં તેણે પ્રથમ દવાખાનાની મુલાકાત લીધી, અને છેલ્લા સંગ્રામમાં નેલ્સનને વિજય મળ્યો હતો તેમાં જે જે ઘવાયા હતા, તેમને મળ્યો.

જમીનપર નેલ્સનથી લાંબો સમય ટકાયું નહિ. થોડાં અઠવાડિયાં રહ્યો, એટલામાં વળી તેને માથે કામ આવી પડયું. હવે નેપોલીયન બોનાપાર્ટ ફ્રાન્સનો પ્રથમ કોન્સલ અને વસ્તુતઃ એકલો રાજ્યકર્તા થઇ પડયો હતો, તે ઇગ્લાંડપર હુમલો કરવાને મોટા પાયા પર તૈયારીઓ કરી રહ્યો હતો; પરન્તુ બાલ્ટિક સમુદ્રમાની તેની યોજનાઓ છિન્નભિન્ન થઇ ગઇ હતી. જરૂર પડે તે પ્રમાણે કાંઇ કાફલા ઉભા થઇ શકે નહિ, એટલે તોપોવાળા હોડીઓ અને તત્કાળ જે નાનાં વહાણો ઝપાટાબંધ બાંધી શકાય અથવા એકઠાં કરી શકાય તેમાં તેનું લશ્કર ઉતરી આવવાનું હતું. પૂર્વે ફ્રાન્સે આવી ધમકીઓ આપી હતી, પણ તે માત્ર ધમકીઓ જ હતી. તેઓ કાંઇ ઝાઝું કરી શકયા ન હતા; પરન્તુ બોનાપાર્ટની આ તૈયારી ખરેખાત સાચી હતી, અને તેણે જે તાજી ફત્તેહો મેળવી હતી, તેથી ભય અને ચિંતા ઉપજ્યાં હતાં. તેથી નેલ્સનને ઓરફર્ડનેસથી બીચીહેડ સુધી બંને કિનારા પરની સરદારી આપવામાં આવી હતી.

" મેડુસા " પર પોતાનો વાવટો ફરકાવીને તે બુલોનની પ્રાથમિક તપાસ કરવા ગયો; ધારવામાં આવતું હતું કે, ત્યાંથી જ ઇગ્લાંડ પર હુમલો આણવાનો પ્રયત્ન કરવામાં આવશે. એ જગા પર હુમલો થવાના ભયથી, ખુદ ફ્રેન્ચો કીલ્લેબંધી કરતા હતા.

નેલ્સન એટલો નજીક આવી ગયો કે, ફ્રેન્ચોનાં બે તરતાં તોપખાનાં ડુબાડી દીધાં, અને ટકાની બહારની થોડીક તોપોવાળી હોડીઓનો નાશ કર્યો. કેટલું નુકસાન થયું તે નક્કી થઈ શક્યું નહિ. બનતા સુધી શહેરને ઓછું નુકસાન પહોંચાડવામાં આવ્યું. શત્રુને બરાબર હાથ બનાવવામાં આવ્યો. તેઓને પ્રત્યક્ષ થયું કે, પોતાનાં બંદરોમાંથી તેઓ સહેલાઇથી બહાર નીકળી શકશે નહિ. નેલ્સને વસ્તુસ્થિતિ જોઇ તેનાથી તેને સંતોષ થયો કે, તેઓ ત્યાંથી હુમલો કરવા માગતા હતા, પણ તેમ થવું અશક્ય હતું-કેમકે પશ્ચિમ-વાયવ્ય તરફનો થોડોક પવન વાતાં તેઓનો નાશ થશે એમ તેને લાગ્યું. એ કાર્યને માટે ફ્લશીંગ અને ડંકર્કનાં બંદરો વધારે અનુકૂળ હતા, ત્યાં લશ્કર અને સામગ્રી લઇ જવા લાવવાનાં શાં શાં સાધનો રાખવામાં આવ્યાં હતાં, તે કહી શકાતું ન હતું, ત્યાંથી કદાચિત્ હુમલો આવે તો આવે; પરન્તુ તેમાં એ સામસામી ભરતીઓ વગેરેનો વિચાર કરવાનો હતો.

અંગ્રેજ બળ ઘણી ઝડપથી એકઠું કરવામાં આવ્યું. ૨૮ મી જુલાઇએ અંગ્રેજોની તૈયારી બચાવને માટે પૂરેપૂરી થઇ ગઇ હતી; અને ૧૨ દિવસ પછી તો શત્રુના કિનારા પર પણ અંગ્રેજોની તૈયારીઓ એટલી બધી થઇ ગઇ હતી કે, તેઓ પોતાના બંદરોમાંથી ત્રણ માઇલ પણ ખસી શકશે એમ નેલ્સન માનતો ન હતો. નેલ્સનની આંખ ફ્લશીંગ પર હતી, તેની ગણત્રી પ્રમાણે ચાર કે પાંચ હજાર લશ્કરની ચઢાઇથી એક અઠવાડિયામાં તે જગાનો કબજો લઇ શકાત; પરન્તુ એને માટે દરિયાઇ ખાતા સાથે મસલત ચલાવવાની જરૂર હતી અને તે દરમ્યાન કાંઇક કરવું જોઇએ એ વિચારથી બુલોન બંદરના મુખમાના આરમાર ( Flotilla ) પર હુમલો કરવાનો તેણે નિશ્ચય કર્યો. બહેર લાગણી અતિશય ઉશ્કેરાઇ ગઇ હતી અને બીજાઓનો અભિપ્રાય એ હુમલાની તરફેણમાં હતો.

તેથી નેલ્સન તેમ કરવા કટિબદ્ધ થયો. સમરવીલ, પાર્કર, કૉટગ્રેવ, જોન્સ, અને કૉન્ન કેપ્ટનો હેઠળ કાફલાની હોડીઓના પાંચ વિભાગો પાડવામાં આવ્યા, અને તેમને હુમલો કરવાં મોકલવામાં આવ્યા. મધ્યરાત્રિ પહેલાં લગભગ અર્ધા કલાકે હોડીઓ માર્ગે પડી; પરન્તુ અંધકારને લીધે, અને ભરતી તથા અર્ધ-ભરતીને લીધે તે ટુકડી તો ખીલકુલ આવી શકી નહિ; અને બીજી, પહો ફાટયા પછી આવી. બાકીની ટુકડીઓએ બહાદુરીથી હુમલો કર્યો. પહેલાં નેલ્સને એ સ્થળની અચાનક મુલાકાત લઇ, ફ્રેન્ચોને જે પાઠ શિખવાડયો હતો, તે વ્યર્થ ગયો ન હતો. તેમણે પોતાની નબળી જગાઓ મજબૂત કરી લીધી હતી, અને અન્ય સર્વ તૈયારીઓ કરી રાખી હતી. તેમાં સિપાઇઓનું મજબૂત બળ રાખવામાં આવ્યું હતું, જમીન પરનાં તોપખાનાનું તેમને સંરક્ષણ મળતું હતું, અને કિનારા પર પણ લશ્કરની હાર ગોઠવી દેવામાં આવી હતી. ઘણી ફ્રેન્ચ નૌકાઓનો કબજો લેવામા આવ્યો, પરન્તુ ફ્રેન્ચોએ લાવાની અમાનુષી રીતનો આશ્રય લીધો તેથી તે પોતાની સાથે આવી શકાઇ નહિ, તેમ જ તેમને બાળી પણ દેવાઇ નહીં. પોતાની નૌકાઓમાંથી જેનો વારો બંધ પડે કે તરત જ પોતાના માણસોની પણ દરકાર કર્યા વિના તેઓ કિનારા પરથી તેની પર ગોળા ફેંકતા. ફ્રેન્ચો એમ માનવા લાગ્યા કે, તેમને પોતાને અપૂર્વ વિજય મળ્યો હતો. તેમની અટકળ પ્રમાણે અંગ્રેજોની ખુવારી ૪૦૦ કે ૫૦૦ ની હતી, ત્યારે ખરેખાત ખુવારી તો આવી શકી હોત તો હાથમાં આવેલી ફ્રેન્ચ નૌકાઓ ગમે તેમ કરીને પણ ખેંચી આણવામા આવત. આ પરિણામથી નેલ્સનને શોક થયો, ખાસ કરીને શોક એટલા માટે થયો કે, તેનો એક પ્રિય કેપ્ટન પાર્કર તેમાં માર્યો ગયો. નેલ્સનનો જુસ્સો કાંઇક મંદ પડયો હતો; સ્વાસ્થ્ય ઠીક ન હતું, અને ખાનગી કારણોને લીધે પણ તેનો ઉત્સાહ

મંદ થઇ ગયો હતો. તેણે પોતાના ખાનગી કામ માટે થોડોક વખત લંડન પર જવાની પરવાનગી માગી, પણ તે આપવામાં આવી નહિ, ને તેથી તેને દરિયાઇ ખાતા પર ઘણો ગુસ્સો ચડ્યો. ટ્રાઉબ્રીજ પર પણ નેલ્સન ખીજાયો હતો. તેના મનની આ પ્રમાણે શોચનીય સ્થિતિ હતી. એટલામાં સદ્ભાગ્યે એમિયન્સની સંધિ કરવામાં આવી. આ પ્રયોગ કરવામાં આવ્યો તેથી નેલ્સનને હર્ષ થયો પરંતુ તે માત્ર સ્વલ્પજીવી પ્રયત્ન જ હતો. અત્યંત જાગરૂકતા અને શાણપણ વાપરવામાં ન આવે તો સુલેહની વાતને એ હમેશાં ધિક્કારતો, અને સંધિની બહાલી આપનાર ફ્રેન્ચ અધિકારીને લંડનના લોકોએ અવકાર આપ્યો. તે તરફ નેલ્સને યોગ્ય ગુસ્સો બતાવ્યો.

સર વિલિયમ અને લેડી હેમીલ્ટનના સહવાસમાં પોતાના દિવસો પસાર કરવાના હેતુથી સરેમાં મર્ટન મુકામે તેણે એક ઘર અને જાગીર ખરીદ્યા હતાં. અંહિયાં આનંદમાં અને સુખમાં જીવન ગાળવાનાં મધુર સ્વપ્ન તેને આવ્યાં હતાં. એ જગા તેણે પહેલાં કદાપિ જોઇ ન હતી. પરન્તુ તે જગા અને લેડી હેમીલ્ટને તેમાં કરેલા ફેરફારો અને ગોઠવણો તેને ઘણાં ગમ્યાં, અને આનંદમાં દિવસો ગાળવા લાગ્યો. તેને બધું મળીને દર વર્ષે ૩,૪૦૦ પાઉંડનાં પેન્શનો મળતાં હતાં. તેમાંથી તે ૧૮૦૦ પાઉંડ લેડી નેલ્સનને આપતો અને ૧૫૦ પાઉંડ પોતાના બાળકોની કેળવણી માટે આપતો અને ઉછીનાં લીધેલાં નાણાનું ૫૦૦ પાઉંડ વ્યાજ આપતો, એટલે તે પ્રમાણમા ગરીબ જ હતો. આવી આર્થિક સ્થિતિથી તેમ જ લેડી હેમીલ્ટન સાથેના સંબંધથી કેટલીક ખટપટો ઊભી થઇ હતી, તેથી તેના સંબંધથી તેના વૃદ્ધપિતાને ખેદ અને અણગમો થયો; પરન્તુ તેમાં અધમતા ન હતી એવી જ્યારે તેને ખાત્રી થઇ ત્યારે ડોસાનો ઉદ્વેગ શમ્યો અને તે ઠીક થયું, કેમકે થોડાક માસ પછી ભલો ડોસો ૭૯ વર્ષની વયે મૃત્યુ પામ્યો.

સુલેહ થઇ ગયા પછી થોડાક સમયમાં ઇજીપ્તમાં અંગ્રેજોના અંતિમ અને નિર્ણયાત્મક વિજયોના સમાચાર આવ્યા તેને માટે લંડનના પ્રતિનિધિમંડળે નૌકાસૈન્યનો તથા લશ્કરનો આભાર માન્યો; પરંતુ નેલ્સને કોપનહેગનમાં મહાન વિજય મેળવ્યો હતો, તેની કદર બુઝવામાં ન આવી તેથી તેને લાગી આવ્યું, વળી કેમ્પર-ડાઉનમાં કેપ સેંટ વિન્સેન્ટના અને નાઇલ નદીના સંગ્રામોમાં જે કેપ્ટનોએ ભાગ લીધો હતો, તેમને રાજાએ ચાંદો આપ્યા. પછીથી કોપનહેગનનો વિજય મળ્યો. એ વિજય ઘણી મુશ્કેલીથી મેળવાયો હતો, અને તે ઇંગ્લાંડના ઇતિહાસમાં ઘણો જ ઉજ્જવલ હતો. એટલે નેલ્સન એ ચાંદ મેળવાની આશા રાખતો હતો પણ તેને તે ન મળ્યો તેથી પણ તેને નિરાશા ઉપજી હતી. તેને શક ગયો હતો કે ઇર્ષ્યાને લીધે એ ચાંદ તેને મળી શકયો નહિ. તેથી લોર્ડ સેંટ વિન્સેન્ટ તરફનો એનો મિત્રભાવ ઓછો થઇ ગયો.

પોતાના સુનંદા મિત્રમંડળના સહવાસમાં નેલ્સનને જે સુખ મળતું હતુ, તે લાંબો વખત નભ્યું નહિ. સર વિલિયમ હૅમીલ્ટનની વૃદ્ધાવસ્થા હતી, અને તે ૧૮૦૩ ના પ્રારંભ કાળમા મરણ પામ્યો. સર વિલિયમને નેલ્સન માટે ઘણો જ ઉંચો અભિપ્રાય હતો, અને પોતાની પત્નીની સંભાળ રાખવાનું કામ તેણે નેલ્સનને સોપ્યું હતું. સર વિલિયમને ૧૨૦૦ પાઉંડનું પેન્શન મળતું હતું. તે તેના મૃત્યુની સાથે બંધ પડ્યું. લેડી હૅમીલ્ટને સીરેક્યુસમાં જે મહત્ત્વની સેવાઓ કરી હતી, તેને આધારે નેલ્સને તેને કાંઇક અપાવવાને મી. ઍડિંગ્ટનને અરજી કરી, પરંતુ તેમાં તે સફળ થયો નહિ. પરંતુ તેના પિતાને જેટલું પેન્શન મળતું હતું, તેટલી રકમ નેલ્સને પોતાની જીંદગી દરમ્યાન લેડી હૅમીલ્ટનને આપવાની ચાલુ રાખી. એ પછી થોડાંક અઠવાડિયાંમાં લડાઇ પાછી ચાલુ થઇ, અને પાર્લામેન્ટને રાજાએ સંદેશો મોકલાવ્યો. તેને બીજે દિવસે નેલ્સન

ભૂમધ્ય સમુદ્રના કાફલાની સરદારી લેવાને ઉપડી ગયો. આ વિગ્રહ લાંબો સમય ચાલશે નહિ એમ તેણે ધાર્યું હતું.

તરત જ તેણે ટુલોં આગળ પોતાની જગા લીધી; અને ત્યાં ક્યારે અવિરત જાગરૂકતાથી દુશ્મન બહાર આવે તે સમયની રાહ જોવા માંડી. તેને નાણાંની ભીડથી લાગી આવતું, અને એક વખત તેણે એવા ઉદ્‌ગારો કાઢ્યા કે, એક ગોળો આવીને ચિંતા અને ક્લેશથી ભરેલી આ દુનીયા સાથેનો તેનો સઘળો હિસાબ બંધ કરી દે તો તેને દીલાસો મળે ! આર્થિક સ્થિતિ એવી હોવા છતાં તેનું ઉમદાપણું જતું ન હતું. તેના ભાઇની વિધવા આ સમયે વૃદ્ધ થઇ હતી, આંખે આંધળી થઇ હતી, અને તેને પૈસાની ભીડ પડી હતી. તે પોતાનાં ધાતુપાત્ર વેચી નાખવાની તૈયારીમાં હતી; લેડી હૅમીલ્ટનને તેની કરજની રકમ જાણી લેવાને નેલ્સને લખ્યું, કેમકે પોતાની શક્તિ તે કરજ આપવાની હોય તો તે આપી દેવાનો તેણે નિશ્ચય કર્યો હતો. તે બાપડીને તંગી વેઠવી પડે તેના કરતાં પોતે અગવડ વેઠવાને તૈયાર થયો, એટલામા ચાર વર્ષ પહેલાં કોઇ તટસ્થ વહાણ તેણે પકડ્યું હતું, તેના બદલાની રકમ તેને આપવામાં આવી, તેથી ખીસ્સામાંથી નાણાં કાઢ્યા વિના તે વડે પોતાની વિધવા ભાભીની મુશ્કેલી ટાળી શક્યો. એક વખત એક જણે પોતાને શોભે નહિ એવી રીતે પોતાની દોલતની નેલ્સનની મર્યાદિત સ્થિતિ સાથે સરખામણી કરી હતી, તેણે લેડી હૅમીલ્ટનને કહ્યું: "મારી ઉપર તેના કેટલા ઉપકારો થયા છે, તે હું સપૂર્ણ જાણું છું, અને તે મને ફરીથી ઉપયોગી પણ થાય; પરંતુ તમારા તરફની (તેની) અવકૃપા હું કદાપિ વિસરી શકીશ નહિ. પરંતુ હું ધારું છું કે, પોતાની દોલતની બડાઇ હાંકવામાં અને મારી 'માનગ્રહ ગરીબાઇ વિષે બોલવામાં તેના વર્તન પર ઘણા કારણોએ અસર કરી હતી; પરંતુ મેં વારંવાર અને પ્રામાણિક ગર્વપૂર્વક કહ્યું છે તેમ, મારું

જે છે તે મારૂં પોતાનું જ છે: તેને માટે કોઇ વિધવાને એક પણ આંસુ પાડવું પડયું ન હતું, અથવા પ્રજાને એક ફાર્ધીંગ પણ બેઠો ન હતો. મારી પાસે જે છે તે મારા દેશના શત્રુઓ પાસેથી મારા શુદ્ધ લોહી વડે મેં મેળવ્યું છે. મારી પોતાની એમા, આપણું ગૃહ સંગીન પાયાપર બંધાયલું છે; અને તે ગૃહ અને જમીનો, તેનાં બાળકો કરતાં બીજાઓની માલીકી હેઠળ હશે ત્યારે આપણું ગૃહ તો આપણને નહી રહેશે."

તેને આશા હતી કે, જલદી સુલેહ કરવામાં આવશે, અથવા તેને પોતાની સરદારીમાથી મુક્ત કરવામાં આવશે, જેથી તે પાછો મર્ટન જઇ શકે. તેણે ટુલોંમાં ચૌદ માસ ગાળ્યા, ત્યારે ફ્રેંચો સમુદ્રમાં ન નીકળી શકે એવી રીતે તે બંદર પર ઘેરો નાખવામાં તેણે બતાવેલા ચાતુર્ય અને દૃઢાગ્રહને માટે લંડન શહેરે ઉપકાર માનવાનો ઠરાવ કરી મોકલી આપ્યો. બાલ્ટિક સમુદ્રના કાફલાને તે શહેરે જે અન્યાય આપ્યો હતો તે નેલ્સન ભૂલી ગયો ન હતો. તેથી તેનું આ પ્રસંગે સ્મરણ કરાવવાને તે ચૂકયો નહિ. તેમ જ આભારના ઠરાવમાં પોતાના કાફલાના ઉતરતા દરજ્જાના અધિકારીઓનું નામ જણાવવામાં આવ્યું ન હતું, તેને માટે પણ તેણે કડવી ફરીયાદ કરી. કોઇ પણ સરદારને એટલો બધો ચાહવામાં આવતો ન હતો. માણસોની વિચારશકિત અને પ્રીતિથી તેમની પર તે અમલ ચલાવતો. તેઓ જાણતા હતા કે, તે તરંગી અથવા જુલ્મી બની શકે જ નહિ; અને તેઓ ઝડપથી અને આનંદથી તેની આજ્ઞા માનતા કેમકે તેનામાં તેમને વિશ્વાસ અને પ્રેમ હતાં. તેઓ કહેતાઃ "અમારો નેલ, સિંહ જેવો પરાક્રમી, અને મેંઢા જેવો ગરીબ છે." તે પોતે સખ્તાઇની શાળામાં ઉછરેલો હોવા છતાં સખ્ત નિયમપાલનને તે ધિક્કારતો હતો. બને ત્યાં સુધી શારીરિક શિક્ષા તે કરતો નહિ, અને જ્યારે તે કરવાની ફરજ પડે ત્યારે

મોટા મોટા ઘા અને મરણથી પરિચિત થયેલો આ સરદાર એક અબળાની જેમ દુઃખી થતો. પોતાની આખી જીંદગીમાં નેલ્સન, કોઇ પણ અધિકારી સાથે અસભ્યતા અને અવકૃપાપૂર્વક વર્ત્યો ન હતો. સામાનું કલ્યાણ સાધવાને તે હંમેશાં તત્પર અને ચંચળ રહેતો, હંમેશાં ફક્ત ન્યાય આપવાની જ નહિ પરંતુ હિત કરવાની અભિલાષા ધરાવતો. સુલેહના સમયમાં લૂંટનાં નાણાં સંબંધી ઘોટાળા થતા તે વિષે તે પાર્લામેન્ટમાં બોલ્યો હતો અને નૌકાસૈનિકોની સ્થિતિ સુધારીને તેમાં વધારે સહેલાઇથી માણસો મેળવવાની તથા તેમને નૌકાસૈન્ય છોડી જતા અટકાવવાની સરસ યોજનાઓ સરકાર સમક્ષ રજુ કરી હતી. તેણે એવી સૂચના કરી હતી કે, તેમનાં સર્ટિફિકેટો-પ્રમાણપત્રો દફતરમાં નોંધવામાં, અને સારા વર્તનપૂર્વક જેણે લડાઇમાં પાંચ વર્ષો સુધી સેવા કરી હોય તેમને તે મુદ્દત પછી દર વર્ષે બે ગીનીનું સાલીયાણું આપવું, અને આઠ વર્ષો પછી ચાર ગીની આપવી.

નેલ્સને જ્યારે સરદારી લીધી ત્યારે ધારવામાં આવતું હતું કે, ભૂમધ્યસમુદ્રમાં ખરેખરી લડાઇ જામશે. નેલ્સ ફ્રાંસના જુલ્મગાર કોર્સિકન-બોનાપાર્ટની રીતભાત સારી સમજ્યો હતો; અને તે પોતાના શત્રુઓ પર હુમલો કરવાને જેટલો તત્પર હતો, એમ જાણવાથી તેને ખબર હતી કે, જ્યારે ટુલોંમાંથી કાફલો બહાર આવશે ત્યારે તે કાફલાની દિશા સંપૂર્ણ, અચોક્કસ હશે. જેટલા દેશો તેટલાં તેને જવાનાં સ્થળો, એમ જણાતું. છેલ્લાં દશ વર્ષની મહત્ત્વની ઉત્ક્રાન્તિઓએ વિચાર કરવાને માટે તેમ જ અવલોકન કરવાને માટે અનેક તકો આપી હતી; તેની આંખોનો પડદો ઉઘડી ગયો હતો; અને હવે ફ્રેંચો જ્યાં જ્યાં જતા ત્યાં સ્વતંત્રતા અને સમાનતાની ખુમો પાડતા ન હતા, એટલે તેણે જોયું હતું કે, તેમની સામે થયેલા રાજ્યોનો જુલ્મ

તથા ગેરવહીવટ જ તેમના વિજયનાં મુખ્ય કારણો તરીકે હતાં, અને તે કારણો હજી પણ તેમનો માર્ગ સુલભ કરી આપશે. સીસીલીમાં પણ તેણે જોયું કે, લોકો ફેરફારને માટે ઇચ્છા ધરાવતા હતા, અને કબૂલ કરતા હતા કે, તેવી ઇચ્છા કરવાનું તેમને કારણ હતું. સાર્ડિનિઆમાં ગેરવહીવટનો એવો જ બોજો લાગતો હતો; સીસીલીયનોની જેમ ત્યાંના લોકોને પણ સરકારે ગરીબ બનાવી દીધા હતા; અને તે બાર્બેરીના ચાંચીયાઓથી પોતાના કિનારાનું રક્ષણ કરવાને અશક્ત હતા. બ્રિટિશ કાફલાને ટુલૉની તપાસ રાખવાની બીજે ન મળે એવી તકો આ મહત્ત્વને સ્થળેથી મળતી હતી, અને માનવાને કારણ હતું કે, ફ્રાંસ તેનો કબજો લેવાની તૈયારી કરી રહ્યું હતું. એ આશયને માટે કોર્સિકામાં ચઢાઇ સજ્જ થતી હતી, અને જે સાર્ડિનિઆએ ઉત્ક્રાન્તિકારક ફ્રાંસ સાથે ભાગ લીધો હતો, તે સર્વને ત્યાં એકઠા મળવાના હુકમો અપાયા હતા. ચોક્કસ હતું કે, જો હુમલો કરવામા આવે તો તેને ફત્તેહ મળે. નેલ્સને વિચાર્યું કે, સાર્ડિનિઆને ફ્રેંચોના હાથમા જતું અટકાવવાનો એક જ માર્ગ હતો, અને તે એ કે, અંગ્રેજોએ પોતાના હાથમા તે લેવું; તેણે ધાર્યું કે, ૫,૦૦,૦૦૦ પાઉંડની કીંમત રાજાને ઘણી થશે, અને આ ખરીદી ઇંગ્લાંડને સોઘે ભાવે પડશે.

તે હુમલાને માટે વિલંબ કરવામા આવ્યો હતો. મોટી મહત્ત્વાકાંક્ષાના વિચારો બોનાપાર્ટના મનમાં ઉદ્ભવતા ન હતા. તે હવે લગભગ જાહેર રીતે યુરોપ ખંડનો માલીક બનવાની અભિલાષા રાખતો હતો; અને ઓસ્ટ્રીઆ બીજા યુદ્ધને માટે તૈયારી કરી રહ્યું હતું. આ નવા યુદ્ધનું પરિણામ પણ પહેલાના જેવું જ દુઃખદાયક આવવાનું હતું. સ્પેનને પણ એકવાર ફરીથી લડાઇમાં સંડોવવાની નીતિ ફ્રાન્સે સ્વીકારી હતી. ફ્રાન્સનો એમાં બેવડો ઉદ્દેશ એ હતો કે, સ્પેનીશ બળનો ઉપયોગ ઉંગ્લાંડ સામે કરવામાં આવે, અને તે નબળું પડતાં સ્પેન પોતે

તેનો શિકાર બની જાય. નેલ્સન જાણતો હતો કે, બંનેના સામાન્ય હિતને માટે ઇંગ્લાંડ અને સ્પેન મિત્ર તરીકે રહેવાં જોઇએ, અને પ્રજાઓમાં સ્પેન પોતાનું સ્થાન લે એવી તેણે આશા બતાવી. પરન્તુ તેણે જોયું કે, બોનાપાર્ટના મનમાં સ્પેનનો વિનાશ કરવાના વિચારો રમી રહ્યા હતા; અને મેડ્રીડની સરકાર તટસ્થતા જાળવવાનું કહેતી હતી, છતાં તટસ્થતાના દેખાવો પણ તેનાથી ભાગ્યે જ જાળવી રખાયા. લડાઇમાં બ્રિટિશ વહાણોનો સ્પેનીશ બંદરોમાંથી બહિષ્કાર કરવાનો ૧૭૭૧ નો એક હુકમ તાજો કરવામાં આવ્યો અને અમલમાં મૂકવામાં આવ્યો, જ્યારે તે જ બંદરોમાંથી ફ્રેન્ચ ખાનગી વહાણો બ્રિટિશ વ્યાપારને નુકસાન કરતાં, પકડાયલાં વહાણોને અંદર લઇ જતાં, અને બાર્સીલોનામાં પણ તેમને વેચતાં. નેલ્સને કેટેલોનીઆના કેપ્ટન-જનરલને આની ફર્યાદ કરી, અને તેને કહ્યું કે, બીજાં રાજ્યોને સ્પેનનાં બંદરોમાં રહેવા દેવામાં આવશે ત્યાં સુધી બ્રિટિશ વહાણોને પણ ત્યાં રહેવાનો હક્ક છે.

આવી વસ્તુસ્થિતિ હતી, જે સ્પેને પોતાની નબળાઇને લીધે જ સ્વીકારી હતી. તે દરમ્યાન દુશ્મનના કાફલાએ સમુદ્રમાં નીકળી આવવાની હામ બીડી નહિ. નેલ્સન અવિરત અને લગભગ અસાધારણ દૃઢાગ્રહથી તેની તપાસ રાખી રહ્યો હતો. તુલો તેને ઘર સમાન થઇ પડયું હતું. તે દુશ્મનોની કાગને ડોળે રાહ જોતો હતો, અને જ્યારે દુશ્મનો તેની નજરે ચઢયા, ત્યારે જ તેને ચેન પડયું.

એમ. લાટાઉચે-ટ્રેવલ્લીએ બુલોનમાં સરદારી ભોગવી હતી, એને હવે તુલોંમાં સરદારી આપવામાં આવી હતી. તેને એવા આશયથી મોકલવામાં આવ્યો હતો કે, જેમ બુલોનમાં તેણે અંગ્રેજોનો પરાજય કર્યો હતો, તેમ અહિંયાં પણ એવો પ્રયત્ન કરવાને તે બહુ નાખુશ જણાયો. એક દિવસે બ્રિટિશ કાફલાનો મુખ્ય ભાગ જમીન પરથી દેખાતો ન હતો. તે સમયે ત્રીજા દરજ્જાનો નૌકાસેનાપતિ

કેમ્પબેલ ત્રણ વહાણો લઇને તપાસ કરતાં કરતાં બંદરની નજીક આવી પહોંચ્યો, અને એમ લાટચે, નીકળેલા પવનનો લાભ લઇને મોટાં લડાયક ચાર-વહાણો અને ત્રણ ભારે નાનાં લડાયક વહાણો સાથે બહાર નીકળી આવ્યો, અને આશરે બાર માઇલ સુધી તેની પાછળ પડ્યો. તેને પોતાના વિજયને માટે બહુ હર્ષ થયો, અને નેલ્સનને આખા બ્રિટિશ કાફલા સાથે નસાડ્યો, એવી હકીકત તેણે પ્રકટ કરી. નેલ્સને તેથી તેને પકડવાની બહુ ઉત્કંઠા બતાવી, પરન્તુ અન્ય પ્રકારે તે નેલ્સનના હાથમાંથી છટકી નાઠો; અર્થાત્ મરણ પામ્યો. ટુલોંમા રહીને તપાસ રાખવામાં નેલ્સને અપૂર્વ દક્ષતા બતાવ્યો હતો. ૧૮૦૩ ના મેથી ૧૮૦૫ના ઑગસ્ટ સુધીમાં તે ફક્ત ત્રણ જ વખત પોતાના વહાણની બહાર ગયો હતો, તે દરેક વખત ખાસ કામ માટે નોકરી પર જ ગયો હતો, અને કોઇ પણ વેળા એક કલાકથી વધારે ગેરહાજર રહ્યો ન હતો. તે જ્યારે આ જગા પર હતો ત્યારે હવા એટલી બધી તોફાની બની હતી કે, ભૂમધ્ય સમુદ્ર પણ બદલાઇ ગયો હોય એવો તેને ભાસ થતો. તેને થોડાક માસના આરામની પણ જરૂર હતી.

અંતે ગ્રેટબ્રિટન અને સ્પેન વચ્ચે દુશ્મનાવટની શરૂઆત થઇ. લડાઇનું તાત્કાલિક કારણ અંગ્રેજોએ પકડેલાં ચારે ખજાનામાં વહાણો હતાં. એ પગલું સંપૂર્ણ પ્રકારે ન્યાયયુક્ત હતું; કારણ કે એ ખજાનામાંથીજ ફ્રેન્ચોને સાધનો પૂરાં પાડવાનાં હતાં. આ લડાઇ ફાટી નીકળી તેને માટે નેલ્સનને શોક થયો, પરન્તુ ભૂમધ્ય સમુદ્રના કાફલામાં જે અધિકારીઓ ધીરજથી સખ્ત ફરજ બજાવ્યા કરતા હતા, તેમનો તેથી સારો લાભ છીનવી લેવામાં આવ્યો. એક નાના કાફલા સાથે કેડીઝ માટેની અલગ સરદારી સર જ્હોન ઓર્ડને આપવામાં આવી. આથી નેલ્સનને તેમને માટે નહિ, પરન્તુ પોતાને માટે અત્યંત દીલગીરી થઇ.

સ્પેન અને ઇંગ્લાંડ વચ્ચે હવે લડાઇ જાહેર કરવામાં આવી-અને સાથે સહકાર્યમાં ઉતરેલા સ્પેનીયર્ડો સાથે ટુલોનો કાફલો ૧૮ મી જાન્યુઆરીએ સમુદ્રમાં આવ્યો. સાર્ડિનિઆના કિનારા પર મેડેલના ટાપુઓ આગળ નેલ્સન લંગર નાખી પડયો હતો, ત્યાં આ સમાચાર ૧૯ મી એ બપોરના ત્રણ વાગ્યે તેને આપવામાં આવ્યા. કાફલાએ તરત જ લંગર ઉપાડયું અને સાંજના ૭ વાગ્યે બિચે અને સાર્ડિનિઆની વચ્ચેની સાંકડી સામુદ્રધુનિમાંથી પસાર થયો. શત્રુઓ છેલ્લા જોવામાં આવ્યા હતા, તે વખતની તેમની સ્થિતિ પરથી એવી અટકળ હતી કે, સાર્ડિનિઆના દક્ષિણ છેડાની આસપાસ તેઓ જતા હોવા જોઇએ. બીજે દિવસે સવારમાં લડવાની તૈયારી કરવાનું નિશાન આપવામાં આવ્યું. હવા બગડી, તેથી એક કાફલો પોતાને ધારેલે સ્થળે જવામાં નિષ્ફળ થયો, અને બીજો તેની પીઠ પકડવામાં નિષ્ફળ થયો. નેલ્સન દશ દિવસ સુધી સીસીલીની આસપાસના સમુદ્રોમાં ફર્યા કર્યો પણ તેને દુશ્મનની કાંઇ પણ ખબર મળી નહિ. સાર્ડિનિઆ, નેપલ્સ અને સીસીલીને સુરક્ષિત જોઇને તેઓ ઇજીપ્ત જવા દોડયો. એમાં તે નિષ્ફળ ગયો અને માલ્ટા ગયો. ત્યાં નેપલ્સમાંથી ખબર મળી કે, એક વાવાઝોડામાં વિખરાઇ જવાથી ફ્રેન્ચો પાછા ટુલોં ગયા હતા. તે જ દિશામાંથી તેને ખબર મળી કે, અશ્વોના સાજ અને બંદુકોની મોટી સંખ્યા વહાણ પર ચઢાવવામાં આવી હતી, તેથી નેલ્સનનો અભિપ્રાય દૃઢ થયો કે, તેમનો ઇરાદો ઇજીપ્ત જવાનો જ હતો. જે તોફાનોમાંથી પોતે પસાર થઇ ગયો હતો, તેથી તેમને પાછા નાસવું પડયું, તેથી પોતાના ચઢિયાતાપણા વિષે તેને સગર્વ સંતોષ થયો; પરન્તુ આટલાં બધાં તોફાનો પર જેણે આધિપત્ય મેળવ્યું હતું તેને હવે તોફાનોએ એટલો બધો હેરાન કર્યો કે ફેલ્લીયરીના અખાતમાં પુલા ઉપસાગરમાં લંગર નાખવાની તેને ફરજ પડી. ૨૧ મી જાન્યુઆરીથી

કાફલો લડાઇને માટે તૈયાર રહ્યો હતો અને પવનની દિશામાં ખેંચાઇ ન જાય માટે તેને લંગર નાખવું પડ્યું હતું. હવા ધીમી પડતાં વળી તે ઉપડયો; અને પ્રતિકૂળ પવન સામી બાથ ભીડયા પછી, ૮ મી માર્ચે તેને એકવાર ફરીથી પાલ્માના અખાતમાં લંગર નાખવું પડ્યું. એને તેણે પોતાનું સંકેતસ્થળ બનાવ્યું. તે જાણતો હતો કે, ફ્રેન્ચ લશ્કર હજી વહાણ પર હતું, તેથી પોતે સ્પેનીશ કિનારા પર પડયો હતો એમ તેમને મનાવવાને માટે તે બાર્સિલોના આગળ દેખાયો. માસના અંતમાં તેને ભય લાગ્યો કે રખેને આ ચઢાઇનો વિચાર છોડી દેવામાં આવ્યો હોય. તેથી ટુલો તરફ જતાં ૪ થી એપ્રિલે તેને ખબર મળી કે, માર્ચની છેલ્લી તારીખે લડાઇનાં મોટાં અગિઆર વહાણો, સાત નાનાં વહાણો અને બે મોટા મછવા લઇ ફ્રેન્ચ નૌકા સેનાપતિ વિલ્લેન્યુવ ઉપડી ગયો હતો. તેઓ છેલ્લે સમયે આફ્રિકાના કિનારા તરફ જતા દેખાયા હતા. ઇજીપ્તનો પહેલાંનો રસ્તો તેમણે લીધો છે કે નહિ તે નેલ્સનને પ્રથમ નક્કી કરી લીધું અને ફ્રેન્ચ કોર્સિકાની ઉત્તરે રખેને પસાર થઇ જાય માટે ઓપાલેર્મે તરફ તે ગયો, અને સઘળી દિશાઓમાં તપાસ કરવા માંડી.

તેઓ ભૂમધ્ય સમુદ્રમાં ગયા ન હતા તેની ખાત્રી ૧૧ મી એ તેને થઇ; અને જીબ્રાલ્ટર, લિસ્બન અને ઓરેટ નાનાં લડાયક બારકસો મોકલીને પશ્ચિમ તરફ જવાનો તેણે પ્રયત્ન કર્યો. પાંચ દિવસ પછી એક તટસ્થ વહાણે ખબર આપી કે, ૮ મીએ ફ્રેન્ચો કેપ ડીગેટ આગળ દેખાયા હતા. વળી ખબર મળી કે, તેને બીજે દિવસે તેમણે જીબ્રાલ્ટરની સામુદ્રધુનિ પસાર કરી હતી, અને તેઓ આયર્લેન્ડ અથવા જમૈકા જવાને અર્ધે માર્ગે પહોંચી ગયા હશે એ વિચારથી નેલ્સનને દુઃખ થયું. તેઓ ક્યાં ગયા હશે. તેની અટકળ કરીને નેલ્સને પોતાનો નિશ્ચય કરી રાખ્યો હતો. એટલામાં ડોનાલડ કેમ્પબેલે આવીને નેલ્સનને ખબર આપી કે, સંયુક્ત સ્પેનીશ અને

ફ્રેન્ચ કાફલા વેસ્ટ ઇંડીઝ જવા ઉપડી ગયા હતા. તેમની પાસે વહાણો પર ૩,૦૦૦ ફ્રેન્ચ લશ્કર અને ૧,૫૦૦૦ સ્પેનીયર્ડો હતા. જનરલ લૅારીસ્ટન લશ્કરનો ઉપરી હતો. સંયુક્ત કાફલામાં મોટાં લડાયક વહાણો ૧૮૪૪ તોપોનાં નાનાં લડાયક વહાણો ૬, ૨૬ તોપોનું નાનું લડાયક વહાણ ૧, અને ૪ મોટા મછવા હતાં પાછળથી બે નવાં ફ્રેન્ચ મોટાં લડાયક વહાણો અને ૪૪–તોપોનું એક વહાણ તેમને આવી મળ્યાં હતાં. મોટાં લડાયક દશ વહાણો, અને ત્રણ નાનાં વહાણો લઇ નેલ્સન તેમની પાછળ પડયો.

શત્રુને ૩૫ દિવસ વધારે મળ્યા હતા, પરન્તુ પોતાના પ્રયત્નોથી ૮ થી ૧૦ દિવસ ઓછા થઇ જશે એવી નેલ્સને ગણત્રી કરી હતી. ૧૫ મી મે એ માદિરા થઇને ૪ થી જુને તે બાબેંડોઝ પહોંચ્યો. અંહિયા તેને ખબર મળી કે જે સંયુક્ત કાફલા ૨૮ મી એ સેંટ્ લુસીઆમાંથી દેખાયા હતા, તેઓ તે સમયે દક્ષિણમાં જતા હતા, અને તેમનો આશય ટોબૅગો અને ત્રિનિનાદ જવાનો હતો. નેલ્સનને આ હકીકત સત્ય ભાસી નહિ. પણ એવો અભિપ્રાય તેનો એકલાનો જ હોવાથી મળેલી ખબર પ્રમાણે ક્રમને વર્ત્યો. અંહિયાં બે હજાર લશ્કર વહાણોમાં લેવામાં આવ્યું, અને બીજે દિવસે પ્રભાતમાં તે ટૅાબૅગો જવા ઉપડયો. એ સ્થળે અકસ્માત્‌થી તેને મળેલી ખોટી હકીકત ખરી છે એવું સમર્થન મળ્યું. એ અરસામાં એક નાનું અમેરિકન વહાણ મળ્યું તેણે પણ ફ્રેન્ચોને મદદ આપવાની પોતાના દેશબંધુઓની નીતિઅનુસાર કહ્યું કે, તેઓ ત્રિનિદાદ તરફ ગયા હતા.

આ તાજા સમાચારથી નેલ્સનના સઘળા સંશયો દૂર થઇ ગયા. ઇતિહાસમાં ઓરીનોકો નદીના મુખોને સુપ્રસિદ્ધ બનાવી દેવાની ધારણાપૂર્વક ૭ મીએ પેરીઆના ઉપસાગરમાં નેલ્સન દાખલ થયો. પરન્તુ દુશ્મન ત્યાં ન હતો. પોતે છેતરાયો, એમ હવે તેને માલુમ પડયું. વળી ત્યાંથી તે ઉપડયો.

રસ્તામાં ખબર મળી કે, સંયુક્ત કાફલાઓએ હીરાનો ખડક (Diamond Rock) કબજે કર્યો હતો. અને ચોથીએ માર્ટિનિકમાં હતા, અને ગ્રેનેડા પર હુમલો કરવાને તે જ રાત્રિએ ઉપડવાના હતા, ૯ મી એ નેલ્સન તે ટાપુ આગળ આવ્યો અને ત્યાં તેને ખબર મળી કે, એન્ટીગુઆની પવનની સામી દિશામાં તેઓ આગલે દિવસે પસાર થયા હતા; અને યુરોપ તરફ પાછા ફર્યા હતા. ખોટી ખબરથી નેલ્સન છેતરાયો ન હોત તો પોર્ટ રોયલમાં તેને દુશ્મનો સાથે ભેટો થાત, અને જગપ્રસિદ્ધ સંગ્રામ થાત. આથી નેલ્સનને સંતોષ થયો; પરન્તુ તેના નામના ભયથી દુશ્મનો યુરોપ તરફ પાછા નાઠા હતા, તે જાણીને તેને સંતોષ થયો. એન્ટીગુઆમાં લશ્કર પાછું જમીન પર ઉતારીને અને ૭૪ તોપોનું એક નવું વહાણ પોતાના કાફલામાં ઉમેરીને નેલ્સન પણ તેમની પાછળ પાછળ ૧૩ મીએ યુરોપ આવવા નીકળ્યો. રસ્તામાં ફ્રેન્ચોની ખબર મળતી હતી; પણ તે ચોક્કસ નહિ. ૧૮ મી જુલાઇએ નેલ્સન જીબ્રાલ્ટર આવી પહોંચ્યો, અને ત્યાં લંગર કર્યું, અને ૨૦ જુલાઇએ, ૧૮૦૩ ની ૧૬ મી જુન પછી પહેલી વાર જમીન પર પગ મૂકયો.

સંયુક્ત કાફલા અને તેની પાછળ નેલ્સન અદૃશ્ય થઇ ગવાના સમાચાર ઇંગ્લાંડ પહોંચ્યા ત્યારે નેલ્સનના જૂના મિત્ર મી. કોલીંગ-વુડે એક નાના કાફલા સાથે કેડીઝ આગળ પોતાનું સ્થાન લીધું હતું. નેલ્સને તેનો ફ્રેન્ચ કાફલા વિષે અભિપ્રાય પૂછ્યો. કોલીંગવુડે એવો અભિપ્રાય આપ્યો કે, દુશ્મનની અંતિમ નેમ આયર્લાંડ છે. તેઓ હવે સર રોબર્ટ કાલ્ડરના ઘેરામાંથી ફેરોલ આગળના કાફલાને છોડાવશે, રોશેફોર્ટ વહાણોને બોલાવશે; અને પછી ૩૪ વહાણો સાથે ઉશંટ આગળ આવી પહોંચશે, જ્યાં બ્રેસ્ટ કાફલો તેમની સાથે જોડાશે. તેના ધારવા પ્રમાણે આ પ્રચંડ બળસહિત તેઓ

પોતાની ખરી અને અંતિમ નેમ—આયર્લેન્ડ તરફ જશે. અને વેસ્ટઇંડીઝ નાસી જવાનું એ જ કારણ હતું કે, નેલ્સનની મોટી ફાંસ તેઓને નડતી હતી, તેને તે તરફ લઇ જઇને દૂર રાખી શકાય. ફ્રેન્ચો ઉત્તર તરફ ગયા છે એવાં ચિન્હો માલૂમ પડતાં નેલ્સન ઉત્તર તરફ દોડયો. કેડીઝની નજીક આવ્યો, પરન્તુ તેઓ ત્યાં ન હતા. બિસ્કેનો ઉપસાગર વટાવ્યો, અને છેવટની આશા તરીકે પ્રતિકૂળ પવન સામે તે આયર્લેન્ડના વાયવ્ય કિનારા તરફ ચાલ્યો, ૧૨ મીએ ઓગસ્ટે તેને ખબર મળી કે દુશ્મનો તે તરફ પણ ન હતા. આ પ્રમાણે સર્વ દિશાઓમાંથી નિરાશ અને નિષ્ફલ થતાં, કોલીંગ્વુડના ભય પ્રમાણે દુશ્મન બ્રેસ્ટ પર રખેને આવી પડે એ વિચારથી પોતાના કાફલાના બળનો ખાડીના કાફલામાં ઉમેરો કરવાનું તેને ઉત્તમ લાગ્યું. ઉશંટ આગળ ૧૫ મી એ તે એડમીરલ કોર્નવાલીસ સાથે જોડાયો; અને તે જ સાંજે "વિક્ટરી" અને "સુપર્બ" સાથે પોર્ટસ્મથ જવાનો તેને હુકમ મળ્યો.

# પ્રકરણ ૯.



## ટ્રફાલ્ગરનું યુદ્ધ, વિજય અને નેલ્સનનું મરણ ( ૧૮૦૫ ).

'Quit yourselves like men.'

—*Old Testament.*

'The glories of our blood and state
Are shadows, not substantial things;
There is no armour against fate;
Death lays his icy hands on kings.'

—*Shirley.*

'The boast of heraldry, the pomp of power,
And all that beauty, all that wealth e'er gave,
Await alike the inevitable hour,
The paths of glory lead but to the grave'

—*Gray.*

અંતે પોર્ટસ્મથમાં સંયુક્ત કાફલાની ખબર નેલ્સનને પડી. સર રોબર્ટ કેલ્ડરને તેમના પાછા આવવાના માર્ગમાં અંતરાય નાખવાને મોકલવામાં આવ્યો હતો, તેને ૨૨ મી જુલાઇએ તેમનો ભેટો કેપ ફિનિસ્ટરની પશ્ચિમે ૧૮૦ માઇલને અંતરે થયો. તેમની પાસે લડાઇનાં મોટાં ૨૦ વહાણો, અને બે મોટા મછવા હતા, સર રોબર્ટના હાથ નીચે લડાઇનાં ૧૫ મોટાં વહાણો, અને બે મોટાં

વહાણો, પાંચ નાનાં વહાણો, અને બે મછવા હતાં. ચાર કલાકના યુદ્ધ પછી તેણે એક ૮૪ અને એક ૭૪ તોપોનાં વહાણો પકડયાં હતાં. અને એ વહાણોને ચોકકસ કબજે કરી લેવાને તેણે પોતાના કાફલાને થોભાવવો જરૂરી ધાર્યો. ૨૬ મી સુધી બંને પ્રતિ-સ્પર્ધી કાફલા એક બીજાની દૃષ્ટિમર્યાદામાં રહ્યા, પછી દુસ્મન ચાલ્યો ગયો. થોડા વર્ષ પહેલાં આવા વધારે બળના કાફલા પાસે બે વહાણો જીતી લેવા એ નાનોસૂનો વિજય ગણાત નહિ; પરન્તુ નેલ્સને બ્રિટિશ નૌકાસૈન્યના ઇતિહાસમાં નવો યુગ આણ્યો હતો; પરંતુ પ્રજાને શોક થયો કે, સર રોબર્ટ કોલ્ડરની જગ્યાએ નેલ્સન ન હતો. તેથી તેમની નિરાશા ઉચ્ચ સ્વરે અનેક સ્થળેથી દર્શાવવામાં આવી હતી.

નેલ્સનની પોતાની આશાઓ નિષ્ફલ થઇ ગઇ હતી, પરન્તુ પ્રજાએ તેની કદર બુઝી હતી, અને દુસ્મનોને વેસ્ટ ઇંડીઝમાંથી હાંકી કાઢીને તેણે દેશની સારી સેવા બજાવી હતી, તેથી તેને સંતોષ ઉપજ્યો હતો. લંડનમાંના વેસ્ટ ઇંડીઆના વ્યાપારીઓના લાભોનું એથી સારૂં સંરક્ષણ થયું હતું, તેથી તેના મહાન્ પ્રયત્નો માટે પોતાનો આભાર દર્શાવવાને એક પ્રતિનિધિમંડળ તેમણે નીમ્યું હતું હવે પરિશ્રમ બંધ કરી આરામ લેવાનો, અને પોતાના પ્રિયજનોના સહવાસમાં સમય વીતાડવાનો તેનો ઇરાદો હતો. "વિકટરી" માંથી તેની સઘળી ચીજો ઉતારી લેવામાં આવી; અને પોતે જે આનંદની આશા બાંધી હતી તે આનંદ તેને મર્ટન મુકામે પોતાના ગૃહમાં મળ્યો. થોડાક દિવસમાં ફ્રેંચ અને સ્પેનીશ કાફલાઓની તેને ખબર મળી. સર રૉબર્ટ કાલ્ડરની સાથેના અનિર્ણયાત્મક યુદ્ધ પછી તેઓ વિગોમાં પુનઃ સજ્જ થયા હતા; પછી ફેરોલ જઇને ત્યાંથી કાફલો બહાર કાઢયો, અને તેની સાથે અણીશુદ્ધ કેડીઝમાં ... થયા. હવે એ કાફલાની સામે જવું કે ન જવું એની

ધડભાંગ તેના મનમાં થવા લાગી. તેને જવાનું મન હતું, પરંતુ લેડી હૅમીલ્ટન તેમ જ પોતાની બહેનોને તે પોતાના વિચારો કહી શકયો નહિ. લેડી હૅમીલ્ટન તેના મનની મુંઝવણ સમજી ગઇ, અને તેણે તેને જવાને માટે ઉત્તેજન આપ્યું. એટલે તે જવાને તત્પર થયો, અને તેની સેવાઓનો સ્વીકાર કરવામાં આવ્યો; અને નૌકાસૈન્યની માંદી આપના લૉર્ડ બર્હામે તેને પોતાના અધિકારીઓ પસંદ કરવાનું કહ્યું. તેને જે કાફલાની સરદારી આપવામાં આવી હતી તે ઉપરાંત જેવાં અને જેટલાં વહાણો જોઇએ તે જણાવવાનું કહ્યું, અને તેણે ઉમેર્યું કે જેમ જેમ દરેક વહાણ તૈયાર થશે તેમ તેમ મોકલી આપવામાં આવશે.

નેલ્સને પસંદ કરેલા વહાણોને સુસજ્જ કરવાને અવિરત પ્રયાસો કરવામાં આવતા, અને ખાસ કરીને " વિક્ટરી " પર એકવાર ફરીથી તેનો વાવટો ચઢવાનો હતો તેથી તેને સમારીને ઠીક કરવામાં આવ્યું. આ કામ પર જતાં તેના મનમા એમ થઈ આવ્યું કે, ત્યાંથી તે સહીસલામત પાછો નહિ ફરે. મૃત્યુના વિચારથી તેને ખેદ-મિશ્રિત સંતોષ થયો હતો. તે સમયની તેના મનની સ્થિતિ તેની ખાનગી નોંધપોથીમાંના નીચેના શબ્દો પરથી માલૂમ પડી આવશે—

" શુક્રવારની રાત્રિએ સાડા દશ વાગે અત્યંત વ્હાલા મર્ટનમાંથી ગાડીમાં બેસી નીકળ્યો, જ્યા મારા રાજા અને મારા દેશની સેવા કરવાને જતા મેં આ દુનિયાની મારી સર્વ પ્રિય ચીજને મૂકી છે. જે મહાન પરમાત્માની હું ભક્તિ કરૂં છું, તે મને મારા દેશની આશાઓ પૂર્ણ કરવાને સમર્થ બનાવો; અને તેની ભલી કૃપાથી હું પાછો ફરીશ, તો તેની દયાના સિંહાસનપ્રતિ દર્શાવાતા મારા ઉપકારો કદાપિ બંધ થશે નહિ. દુનીયા પરના મારા દિવસો ટૂંકા કરવાની જો તેની ઇચ્છા હશે તો મારી પાછળ હું જેમને મૂકી જઇશ અને જે મને અતિશય વહાલા છે, તેમની તે સંભાળ રાખશેજ. એવા

શ્રદ્ધાપૂર્વક હું મોટામાં મોટી આધીનતાપૂર્વક નમીશ. તેની ઇચ્છા પ્રમાણે બનશે. અસ્તુ ! અસ્તુ ! અસ્તુ ! ”

બીજે દિવસે સવારમાં તે પોર્ટસ્મથ પહોંચ્યો; અને કિનારા પરનું પોતાનું કામ સમાપ્ત કરીને સમુદ્રતટપર જવાનો ઉપમાર્ગ પસંદ કરી લોકોની નજર બહાર રહેવાનો પ્રયત્ન કર્યો. પરન્તુ તેની ગાડીમાં તેનું મુખ જોવાને આગળ વધતું એક ટોળું એકઠું થઇ ગયું. ઘણા અશ્રુ સારતા હતા, અને ઘણા તેની આગળ ઘુંટણીએ પડતા હતા, અને તે પસાર થયો તે વેળા આશિર્વાદ આપતા હતા. ઇંગ્લાંડમાં ઘણા વીર પુરૂષો થઇ ગયા, પરંતુ નેલ્સને પોતાના દેશ–બાંધવોનો જેટલો પ્રેમ મેળવ્યો હતો, તેટલો બીજો કોઇએ મેળવ્યો ન હતો. સઘળા જાણતા હતા કે, તેનું હૃદય જેટલું નીડર તેટલુંજ દયાળુ હતું; તેના સ્વભાવમાં સ્વાર્થ અથવા અતિ લોભનું સ્વલ્પ પણ મિશ્રણ ન હતું; પરંતુ તે સંપૂર્ણ અને અખંડ ભક્તિથી પોતાના સઘળા અંતઃકરણપૂર્વક, સઘળા આત્મ–બળપૂર્વક અને સઘળા અંગબળપૂર્વક તે પોતાના દેશની સેવા કરતો હતો, અને ઇંગ્લાંડ તરફ તેનો પ્રેમ વિશુદ્ધ અને ઉત્સાહપૂર્ણ હતો તેવો જ પ્રેમભાવ તેમનો નેલ્સન પ્રતિ હતો. તેની નૌકા ખસેડવામા આવી ત્યારે તેની સામું જોઇ રહેવાને તેઓ ધોરાપર, પડાપડી કરવા લાગ્યા, નેલ્સન પોતાની ટોપી હલાવીને તેમના ઉલ્લાસધ્વનિનો પ્રત્યુત્તર વાળતો હતો.

૨૯ મી સપ્ટેમ્બરે તેનો જન્મદિવસ હતો, તે દિવસે તે કેડીઝ આગળ આવી પહોંચ્યો. દુસ્મન પોતાનું બળ જાણશે તો સમુદ્રમા બહાર આવતા તેઓ અટકી જશે, એવો ભય લાગવાથી, તે જમીન ન દેખાય એટલે દૂર રહ્યો. સલામતીની તોપો ન ફોડવાની તેમ જ વાવટો ન ચઢાવવાની કોલીંગ્વુડને સૂચના કરી; અને જીબ્રાલ્ટર લખી દીધું કે, “ ગેઝેટ”માં ત્યાં કાફલાનું બળ દાખલ કરવું નહિ.

ભૂમધ્ય સમુદ્રના કાફલામાં પણ તેને ઘણો સંતોષજનક આવકાર મળ્યો. તેના આગમનને દિવસે વિલ્લેન્યુવને હુકમો મળ્યા કે, સમુદ્રમાં નીકળવાની પ્રથમ તક સાધવી. નેલ્સને પાછી સરદારી લીધી છે, એમ સાંભળતાં વિલ્લેન્યુવ વિચારમાં પડી ગયો. તેણે યુદ્ધ માટે મંત્ર કરવાની સભા બોલાવી; તેઓ એ નિર્ણય પર આવ્યા કે, બ્રિટિશ બળ કરતાં તેમનું બળ ત્રીજા ભાગ જેટલું વધારે છે એવું માનવાને કારણ ન મળે, ત્યાં સુધી કેડીઝ છોડવું સહીસલામત નથી. ભૂમધ્ય સમુદ્રના કાફલાના બળમાં વધારો કરવાને વહાણો તૈયાર થાય તેમ તેમ, એક એક મોકલવામાં આવતાં હતાં. તેથી તેમની એકંદર સંખ્યા વર્તમાન પત્રોમાં જણાવવામાં આવી ન હતી, અને તેમના આગમનથી દુશ્મન વાકેફ ન હતો. પરંતુ દુશ્મનને ખબર હતી કે, છ વહાણો સાથે ખોરાક આદિના જથ્થા અને પાણીને માટે નૌકાસેનાપતિ લુઇને જીબ્રાલ્ટર મોકલવામાં આવ્યો હતો. અને નેલ્સને પોતે જ કાફલાની સરદારી લીધી છે કે કેમ, તેને વિષે એક અકસ્માતને લીધે ફ્રેંચ નૌકાસેનાપતિને સંદેહ ઉપજ્યો. એક અમેરિકન ઇંગ્લાંડમાં નવોસવો આવ્યો હતો, તેણે કહ્યું કે, નેલ્સન આવે એ અશક્ય હતું; કેમકે ફક્ત થોડા દિવસ ઉપર જ તેણે નેલ્સનને લંડનમાં જોયો હતો, અને તે ફરીથી સમુદ્રયાત્રાએ જવાનો છે, એવી બીલકુલ વાત ફેલાઇ ન હતી.

નેલ્સને પસંદ કરેલું સ્થળ સેંટ મેરીની ભૂશીરની પાસે કેડીઝની પશ્ચિમે ૫૦ કે ૬૦ માઇલ દૂર હતું. આટલે દૂર દુશ્મનને લલચાવી આણવાની તેણે આશા રાખી હતી, અને કેડીઝની પાસે પશ્ચિમના પવનથી પકડાઇને સામુદ્રધુનીમાં ઘસડાઇ ન જવું પડે તે માટે તેણે સાવચેતી રાખી હતી. તંગીને લીધે સંયુક્ત કાફલાને સમુદ્રમાં આવવાની ફરજ પડે એવી આશાથી, તે બંદરને સખ્ત ઘેરો ઘાલવામાં આવ્યો હતો. તેથી ઉનીશ વહાણો ઉપસાગરમાંના

ફ્રેંચ બંદરોએથી ડેનીશ માલીકીના હેઠળ ખોરાક લઇને આમોન્ટેથી આલ્જીઝીરાસ સુધીનાં સઘળાં નાનાં બંદરોએ લઇ જતાં હતાં; અને ત્યાંથી ખોરાક કેડીઝ પહોંચાડવામાં આવતો હતો, તેમને પકડવામાં આવ્યાં. આ પ્રમાણે ફ્રાંસમાંથી આવતો જથ્થો અસરકારક રીતે કાપી નાખવામાં આવ્યો, હવે દરેક ચિન્હ દેખાતું હતું કે, દુશ્મન બહાર નીકળી આવશે. સમુદ્રપર વિશેષ સ્પર્ધા અને તકરાર કરતાં તેઓ બંધ પડે એવો સજ્જડ ફટકો તેમને મારવાની આશામાં અધિકારીઓ અને સીપાઇઓ પૂર્ણ ઉલ્લાસમાં દેખાતા હતા, અને આનંદ, રમતગમતમાં તેઓ સમય ગાળતા હતા. ૬ ઠ્ઠી ઓક્ટોબરે લખતાં નેલ્સન કહે છેઃ " હું ખરેખાત માનું છું કે, મારી ખાતર દેશને શીઘ્ર કાંઇક ખર્ચ કરવો પડશે–કાં તો સ્મારકસ્તંભ અથવા નવું પેન્શન અને માનપાન; કેમકે મને સ્વલ્પ પણ સંદેહ નથી કે, ઘણા થોડા દિવસોમાં, લગભગ કલાકોમાં અમારે સંગ્રામ કરવો પડશે. કોઇ પણ માણસ વિજયની ખાત્રી આપી શકે નહિ; પરંતુ જો તેઓ હાથલગા આવે તો તેમની સાથે યુદ્ધ કરવાની તો હું પ્રતિજ્ઞા લઉં છું. જેમ શીઘ્ર થાય તેમ વધારે સારૂં; એ બાબતો મારા મન પર રહ્યા કરે એ મને પસંદ નથી. "

આ સમયે ચિંતાના કારણથી તે નાનાં લડાયક બારકસોને હંમેશાં કાફલાની આંખો કહેતો, અને તે બારકસોની તેને જરૂર હતી; એ જ બારકસોના અભાવે દુશ્મનો પહેલાં નાસી છુટયા હતા, અને બોનાપાર્ટ ઇજીપ્તમાંથી છટકી આવ્યો હતો. તેની પાસે ફક્ત ૨૩ વહાણો હતાં–બીજાં આવવા નીકળી ચુકયાં હતાં–પરંતુ તે ઘણાં થોડાં પણ આવે કે નિરૂપયોગી થઇ પડે; અને જો કે નેલ્સનને વિજય માટે સંદેહ ન હતો, તથાપિ ફક્ત વિજયની અપેક્ષા તેને ન હતી, તે દુશ્મનના કાફલાનું કાસળ કાઢવા માગતો હતો. એક તરફથી આ કાફલા સાથે કાર્થેજીનાનો કાફલો જોડાઇ જાય; અને

બીજી બાજુથી ધારવામાં આવતું હતું કે, બ્રેસ્ટમાંથી ફ્રેંચો પણ એવો પ્રયત્ન કરે; એમાંથી કોઇ પણ પરિસ્થિતિમાં ઘેરો નાખી બેઠેલા બળને ભયાનક ગણીને સમયને માટે કટિબદ્ધ રહેવાનું હતું. રોશેફોર્ટ કાફલો તો બહાર પડ્યો, અને બ્રિટિશ નૌકાસેનાપતિની કુમકે આવતાં "ઍગમેમ્નોન" અને "લાઇમેબલ" ને રસ્તામાં જ લગભગ તેણે પકડી પાડયાં હતાં; છતાં આ સમયે નેલ્સનને પોતાના કાફલાનું બળ ઘટાડવું પડયું સર રૉબર્ટ કાલ્ડરના વર્તન વિષે દરિયાઇ ગુન્હાની તપાસ કરનારી અદાલત સમક્ષ તપાસ થવાની હતી. કેમકે આપણે ગયા પ્રકારણમાં જોઇ ગયા તે પ્રમાણે તેણે ફ્રેંચો સામે અધૂરો વિજય મેળવ્યો હતો. તેને ઇંગ્લાંડ મોકલી આપવાની કડવી ફરજ નેલ્સનને બજાવવાની હતી, અને સર રૉબર્ટ સાથે મિત્રતા ન હોવાથી તેને દરેક પ્રકારે આદરમાન બતાવવાની નેલ્સને ખાસ કાળજી રાખી, ટમટમી રહેલા સંગ્રામની સમાપ્તિ સુધી તેને રાખી મૂકવાની નેલ્સને ઇચ્છા હતી, કેમકે તેથી તે જે સેવાઓ કરે અને વિજયોત્સવનો જે આનંદ ઉદ્‌ભવે, તેને પરિણામે એના દોષો ભૂલી જવાય, અને કદાચિત્ તેને નુકસાન કરવામાં ન આવે; પરંતુ સર રોબર્ટને છુટી જવાની આશા હોવાથી તે જલદી જવાને આતુર હતો, તેથી તેને એક નાના લડાયક બારકસમાં મોકલવાને બદલે તેના પોતાના ૯૦ તોપોના વહાણમાં મોકલ્યો.

સંગ્રામને માટેની સઘળી યોજના પ્રથમથી નેલ્સને પોતાના મનમાં ઘડી રાખી હતી, અને વ્યૂહરચનાનો પણ વિચાર કરી મૂક્યો હતો. તેના છેવટના હુકમોમાનો એક હુકમ એવો હતો કે, દરેક અધિકારી, નાવિક અને ખલાસી સંગ્રામમાં ઘવાય અથવા મૃત્યુ પામે તેનાં નામ અને કુંટુબની વિગતો જેમ બને તેમ જલદી પોતાને પૂરી પાડવી જેથી તે હકીકત પેટ્રીઓટીક ફંડના પ્રમુખને

તેમણે પોતાના તરફથી મારો શરૂ કર્યો. "વિકટરી" ની સમીપનાં આઠ કે નવ આગલા ભાગનાં વહાણો હજી તે પોતાની હદમાં આવ્યું છે કે નહિ તે નક્કી કરવાને એકેક તોપ ફોડતાં હતાં. નેલ્સને જોયું કે તેમના ગોળા પાતાની ઉપરથી પસાર થાય છે કે તરત જ બ્લૅકવુડ અને "સીરીઅસ" ના કેપ્ટન પ્રાઉસને પોતાના નાનાં બારકસોમાં જવાનું તેણે કહ્યું, અને ઉમેર્યું કે, જતા જતાં મોટાં વહાણોના સર્વ કેપ્ટનોને કહેતા જવું કે તેમની મહેનતપર પોતાનો આધાર છે; અને જો સૂચવવામાં આવેલી રીતથી તેઓ તરત જ સંગ્રામમાં જોડાઇ શકે નહિં તો તેઓ જલદીથી શત્રુની સમીપ આવી જાય એવી કોઇ પણ રીત તેમની ગ્રહણ કરવી.

દુશ્મનને કેડીઝમાં નાસી જતો અટકાવવાને માટે કોલીંગ્વુડ કરતાં ઉત્તર દિશામાં નેલ્સનની હાર થોડીક વધારે આગળ લઇ જવામાં આવી હતી: "રૉયલ સોવરેન"માં કોલીંગ્વુડ દુશ્મનની મધ્યમાં ઘુસી ગયો હતો અને અપ્રતિમ શૌર્યથી દુશ્મનોને હંફાવતો હતો. તેથી નેલ્સને તેની પ્રશંસા કરી. "વિકટરી" તરફ દુશ્મને એકેક ગોળો ફેંકવો ચાલુ રાખ્યો; પરન્તુ તે પોતાની વધારે નજીક આવી પહોંચે તે પહેલા તેને અશક્ત બનાવી દેવાની આશામાં મુખ્યત્વે તેનાં દોરડાં પર નેમ તાકીને તેઓ એકસામટા ગોળા ફેંકવા લાગ્યા. મારો ઘણો સખ્ત અને અખંડ ચાલુ રહ્યો. પહેલાં જેઓ પડ્યા, તેમા નેલ્સનનો સેક્રેટરી હતો; હાર્ડી સાથે વાત કરતાં એક તોપના ગોળાથી તે મરણ પામ્યો. થોડી વારમાં એક હારમાં ઉભા રાખવામાં આવેલા કેટલાક નાવિકો પર એક બેવડા માથાવાળો ગોળો આવી પડ્યો, અને તેમાંના આઠ હણાયા, જેથી નેલ્સને કેપ્ટન એડેને કહ્યું કે, એ લોકોને વહાણની આસપાસ આમતેમ વહેંચી નાખો, જેથી તેઓને એટલું બધું વેઠવું ન પડે. થોડી મિનિટો પછી નેલ્સન અને હાર્ડીની વચ્ચે એક ગોળો પસાર થયો, તેથી હાર્ડીને થોડીક ઇજા થઇ.

હજી સુધી "વિક્ટરી"એ એક પણ ગોળાનો જવાબ વાળ્યો ન હતો. અત્યાર સુધીમાં તેનાં ૫૦ માણસો મરાયાં અને ઘવાયાં હતાં. અને ખુદ્દ વહાણનો મુખ્ય ડોલ, સઢ વગેરે ઉડાડી મૂકવામાં આવ્યાં હતાં. આ પ્રસંગે નેલ્સનના ખલાસીઓએ જે ધૈર્ય બતાવ્યું હતું તે અપ્રતિમ હતું. તેઓએ એવું શાંત શૌર્ય કદાપિ દાખવ્યું ન હતું, એવી નેલ્સને પોતે સાક્ષી પૂરી હતી. બાર પછી ચાર મિનિટે પોતાના તુતકની બંને બાજુઓ પરથી તેણે તોપોનો મારો શરૂ કર્યો, તેમનાં વહાણોમાંના એકની ઉપર ચઢી ગયા વિના દુશ્મનની હારમાં ભંગાણ પાડવું શક્ય ન હતું. હાર્ડીએ આવો અભિપ્રાય દર્શાવ્યો અને નેલ્સનનો વિચાર પૂછ્યો. નેલ્સને જવાબ આપ્યો; "હાર્ડી, તમારી પસંદગી કરો; એમાં ઝાઝો અર્થ નથી." "રીડાઉટેબલ" નામના ફ્રેન્ચ વહાણપર "વિક્ટરી"ને ચઢાવી દેવામા આવ્યું. બીજી બાજુથી "ટેમેરેરે" માં કેપ્ટન હાર્વી "રીડાઉટેબલ"ની બીજી બાજુએ તેની પર ચઢી ગયો. "વિક્ટરી"ની બંને બાજુએથી ગોળાનો અખંડ વર્ષાદ ચાલુ હતો, તેની ડાબા બુડદાની તોપો "બ્યુ સેન્ટોર" અને પ્રચંડ "સૅન્ટરીસ્સીમા ત્રિનિદાદ" પર ગોળા ફેંકતી હતી.

નેલ્સનની પ્રાર્થનામાં દર્શાવવામાં આવ્યું હતું કે, જે વિજયની તે આશા રાખતો હતો, તેમાં બ્રિટિશ કાફલો પોતાની કરુણા અને દયા માટે પ્રસિદ્ધ બને. તેનો દાખલો નેલ્સને પોતે બેસાડ્યો. "રીડાઉટેબલ"-ની મોટી તોપો બે વખત ચૂપ થઇ ગઇ હતી, એટલે તે શરણે આવ્યું છે, એવી ધારણાથી બે વખત તેની પર મારો બંધ કરવાના હુકમો નેલ્સને આપ્યા હતા. આ પ્રમાણે જે વહાણને તેણે બે વખત બચાવ્યું હતું તે જ તેના મૃત્યુનું કારણ થયું. લગભગ સવા વાગે સંગ્રામની ઝડી બરાબર જામી હતી. તેવામા તેની પરથી એક ગોળો આવીને તેના ડાબા ખભાના સુશોભિત ગુચ્છા પર આવી

પડ્યો. જે જગા પોતાના સેક્રેટરીના લોહીથી ખરડાયલી હતી, તે જ જગા પર તે ઊંધે માથે પડ્યો. હાર્ડી તેનાથી થોડાંક પગલાં દૂર હતો, તેણે મુખ ફેરવતાં ત્રણ જણને નેલ્સનને ઊંચકતા જોયા. તેણે કહ્યું; " હાર્ડી, છેવટે તેમણે મારો નીકાલ આણ્યો છે. " હાર્ડીએ જવાબ આપ્યો; " હું તેમ માનતો નથી. " તેણે પ્રત્યુત્તર આપ્યો; " હા, જુવો ગોળાથી મારી કરોડનો નાશ થયો છે. " પરંતુ હજી પણ તેણે પોતાની સમયસૂચકતાનો એક પળવાર પણ પરિત્યાગ કર્યો ન હતો. તેઓ તેની નીસરણી પરથી નીચે લઈ જતા હતા, તે વખતે તેણે સુકાનના હાથાનાં દોરડાં ગોળાથી નષ્ટ થયલાં જોયાં, અને હજી સુધી નવાં દોરડાં મૂકવામાં આવ્યાં ન હતાં,. તેથી નવાં તરત જ મૂકવાનો એણે હુકમ આપ્યો; પછી ખલાસીઓ તેને જુવે નહિ તેથી પોતાનો રૂમાલ કાઢીને તે વડે પોતાનું મુખ અને તારા ઢાંકયા. માનનાં આ ચિન્હો જો તેણે પ્રથમથી ઢાંકીને શત્રુની દૃષ્ટિએ પાડવા દીધાં ન હોત તો કદાચ ટ્રાફાલગરના યુદ્ધના સમાચાર સશોક સાંભળવાનું ઈંગ્લાંડને કારણ મળ્યું ન હોત. ઘા પ્રાણઘાતક હતો તે જલદી માલુમ પડયું, પરન્તુ કેપ્ટન હાર્ડી, પાદરી, અને દવા આદિ ઉપચાર કરનારાઓ વિના બીજાઓને એ વાતની ખબર આપવામાં આવી નહિ. તેને પોતાને થતી વેદના પરથી ખાત્રી થઇ ગઇ હતી કે, કોઈ પણ મનુષ્યની સંભાળ તેને ઉપયોગી થશે નહિ, તેથી તેણે આગ્રહ કર્યો કે સર્જને તેને પોતાને છોડીને, તે જેમને ઉપયોગી થઇ પડે, તેમની પાસે જવું જોઇએ. તેને માટે એટલું જ થઇ શકે એમ હતું કે કાગળ વતી પવન ઢોળવો, અને તેની તીવ્ર તૃષા છીપાવવાને વારંવાર લેમોનેડ આપ્યા કરવી. તેને ઘણી જ વેદના થતી હતી, અને હવે લડાઇનું પરિણામ માલૂમ પડવા લાગ્યું હતું તેને માટે ઘણી ચિંતા બતાવતો હતો. એક વહાણ મ્હાત થાય કે તરત જ " વિક-

ટરી" ના ખલાસીઓ હર્ષધ્વનિ કરતા, અને પ્રત્યેક હર્ષનાદ સાંભળતા મૃત્યુ પામતા વીર પુરૂષના વદન પર અને ચક્ષુઓમાં હર્ષ પ્રકટ દેખાતો હતો, પરન્તુ કેપ્ટન હાર્ડિને જોવાને તે અધીરો બની ગયો હતો, અને તેને વારંવાર બોલાવ્યા છતાં, તે તુતક છોડી શકયો નહિ. ત્યારે નેલ્સનને ભય લાગ્યો કે, કોઇ પ્રાણઘાતક અકસ્માત થયો હશે, અને વારંવાર પોકારવા લાગ્યો "મારી પાસે હાર્ડિને કોઇયે નહિ લઇ આવે? તે હણાયો હોવો જોઇએ! નક્કી એ મૃત્યુ પામ્યો છે!" નેલ્સનને ઘા વાગ્યાને એક કલાકને દશ મિનિટ થઇ ત્યાર પછી હાર્ડી તેની પાસે આવી શકયો, તેમણે મૌનપૂર્વક હસ્તધૂનન કર્યું. નેલ્સને પૂછ્યું: "વારૂ, હાર્ડી, આપણો દિવસ કેવો જાય છે?" હાર્ડીએ જવાબ આપ્યો: "ઘણો સારો, દશ વહાણો મ્હાત થયાં છે, પરન્તુ હરોલનાં પાંચ વહાણોએ એહેરીયાં માર્યાં છે, અને "વિકટરી" પર ધસી આવવાનો ઇરાદો બતાવ્યો છે. આપણા બે કે ત્રણ તાજાં વહાણોને મેં બોલાવ્યા છે, અને તેમને મેથીપાક આપવા વિષે મને શંકા નથી." નેલ્સને પૂછ્યું: "હું આશા રાખું છું કે, આપણા વહાણોમાંથી કોઇ મ્હાત થયું નહિ હોય." હાર્ડીએ જવાબ આપ્યો: "તેનો ભય નથી." ત્યાર પછી જ નેલ્સને પોતાની વાત કરી. તેણે કહ્યું: "હાર્ડી હું મરવાની અણી પર છું; હું જલદી પ્રયાણ કરી જાઉં છું; શીઘ્ર મારી પૂર્ણાહુતિ થઇ જશે. મારી વધારે નજીક આવો. મારી પ્રિય લેડી હૅમીલ્ટનને મારા વાળ અને મારી બીજી સઘળી ચીજો આપજો." છેવટે કેપ્ટન હાર્ડી ચીરાતા હૃદયે તેની સાથે હસ્તધૂનન કરી તુતક પર દોડી ગયો.

દરમ્યાન નેલ્સનની છાતી નીચેનું સર્વ ચેતન જતું રહ્યું હતું. એને એટલી દારૂણ વેદના થતી હતી કે, મૃત્યુ જલદી આવે તો સારૂં, એવું તેને મન થતું હતું. લેડી હૅમીલ્ટનનું શું થશે? એની પણ તેને ચિંતા થયા કરતી હતી. પોતાના દેશ પછી તેના મનમાં લેડી

હૅમીલ્ટનને બીજું સ્થાન મળ્યું હતું. કેપ્ટન હાર્ડી લગભગ ૫૦ મિનિટ પછી વળી પાછો આવ્યો; અને એકવાર ફરીથી તેના મૃત્યુ પામતા મિત્ર અને કમાન્ડરનો હાથ પોતાના હાથમાં લઇને સંપૂર્ણ વિજય મેળવવા માટે તેને અભિનંદન આપ્યું. દુસ્મનનાં કેટલાં વહાણો પકડયાં છે, તેની ખબર તેને હતી નહિ, કેમકે સ્પષ્ટ રીતે તેઓ દેખાતા ન હતા. પરન્તુ તેમની સંખ્યા ૧૪ કે ૧૫ ની હતી. નેલ્સને કહ્યું: " ઠીક થયું. પણ મેં તો વીશની શરત કરી હતી. " અને પછી ઉચ્ચતર અવાજે તેણે કહ્યું: " લંગર નાખો, હાર્ડી; લંગર નાખો. " આ ઉપરથી હાર્ડીએ સૂચના કરી કે, એડમીરલ કોલીંગવુડ સઘળું તન્ત્ર પોતાના હાથમાં લેશે. મૃત્યુ પામતા નેલ્સને પથારીમાંથી બેઠા થવાનો નિષ્ફળ પ્રયત્ન કરતાં કહ્યું: " હાર્ડી, હું જીવું છું ત્યાં સુધી નહિ. " લંગર નાખવાના આગલા હુકમે બતાવી આપ્યું હતું કે, એમ કરવાની જરૂર તેણે કેટલી સ્પષ્ટતાથી પ્રથમથી જોઇ હતી. થોડીવારમાં હાર્ડીને પાછો બોલાવીને તેણે મંદ અવાજે કહ્યું: " મને સમુદ્રમાં ફેંકી દેતા નહિ. " અને રાજા ઉલટો હુકમ ન કરે તો પોતાનાં માતપિતાને હાથે દટાવાની પોતાની ઇચ્છા બતાવી. પછી ખાનગી લાગણીઓ બતાવતાં તેણે કહ્યું: " મારી પ્રિય લેડી હૅમીલ્ટનની સંભાળ લેજો હાર્ડી; બાપડી લેડી હૅમીલ્ટનની સંભાળ લેજો. અને ચુંબન કરો, હાર્ડી. " હાર્ડી ઘુંટણે પડ્યો, અને તેના કપોલપ્રદેશ પર ચુંબન કર્યું. નેલ્સન બોલ્યો: " હવે મને સંતોષ થયો છે. ઇશ્વરનો ઉપકાર માનો, મેં મારી ફરજ બજાવી છે." એક બે પળ, હાર્ડી મૌન ધારણ કરી તેની સમક્ષ ઉભો રહ્યો, પછી ફરીથી ઘુંટણે પડયો, અને લલાટ પર ચુંબન કર્યું. નેલ્સને પૂછ્યું "એ કોણ છે ?" અને તેનો જવાબ મળતા કહ્યું: " ઇશ્વર તમારૂં કલ્યાણ કરો, હાર્ડી. " અને હાર્ડી પછી તેને છોડી ગયો—હમેશને માટે.

નેલ્સને હવે પોતાને જમણે પડખે ફેરવવાની ઇચ્છા બતાવી

અને કહ્યું, "હું ઇચ્છું છું કે મેં તુતક છોડયું ન હોત કેમકે હું જલદી આ ફાની દુનીયા છોડી જવાનો છું." ખરેખર મૃત્યુ ત્વરાપૂર્વક આવતું હતું. તેણે પાદરીને કહ્યું, "ધર્માધ્યક્ષ, હું મહાન પાપી નથી." અને થોડો વખત થોભ્યા પછી ઉમેર્યું: "યાદ રાખજે કે, લેડી હેમીલ્ટનની અને મારી પુત્રી હોરેસ્યાની સોંપણી હું મારા દેશને કરતો જાઉં છું." હવે તે મુસ્કેલીથી બોલી શકતો. "પરન્તુ ઈશ્વરનો ઉપકાર માનો, મેં મારી ફરજ બજાવી છે," એ શબ્દો સ્પષ્ટ રીતે બોલાતા સંભળાયા હતા. એ શબ્દો તે વારંવાર બોલતો, અને તેના છેલ્લા શબ્દો પણ એ જ હતા. ઘા વાગ્યા પછીથી સવાત્રણ કલાકે ચાર ઉપર ત્રીશ મિનિટ થતાં તેના પ્રાણે પંચભૂતોના દેહનો ત્યાગ કર્યો.

નેલ્સનને ગોળો વાગ્યા પછી આશરે પાએક કલાકમાં દુશ્મનની ગોળીઓના મારથી "વિક્ટરી" ના આશરે ૨૫ માણસો પડયા. તેઓ પોતે પણ હાથ પગ જોડીને બેસી રહ્યા ન હતા. "રીડાઉટેબલ" પર માત્ર બે ફ્રેન્ચો જ જીવતા રહી શકયા હતા. તેમાંનો એક નેલ્સન પર પ્રાણહારક ગોળો ફેંકનાર હતો, તેને તેના પોશાક પરથી ઓળખી કાઢવામાં આવ્યો, અને ત્યાંને ત્યાં જ તેને પૂરો કરવામા આવ્યો. તે પોતાનાં પરાક્રમોના બણુગાં ફુંકવાને જીવી શક્યો નહિં. એ પ્રાણહારક ગોળો ફોડાયા પછી "રીડાઉટેબલ" વીશ મિનિટમાં મ્હાત થયું. તે દરમ્યાન તેની પર બે વખત આગ લાગી હતી. તે મ્હાત થયું ત્યારે "વિક્ટરી" માંથી તેની પર ચઢવું અશકય હતું. એથી કેટલાકોએ પાણીમાં ઉતરીને તરતા તરતાં તેની પર ચઢી જવાનો વિચાર કર્યો, પરન્તુ એવા જોખમમાં બહાદુર જીંદગીઓ નાખવી એ સલાહભર્યું લાગ્યું નહિ. પરન્તુ "સેન્ટીસ્સીમા ત્રિનિનાદ"ના કેટલાક ખલાસીઓએ પોતાની જાતનો બચાવ કરવાને માટે એવું જોખમ ખેડયું. "વિક્ટરી" નો દારૂણ

મારો સહન ન થઇ શકવાથી, અને ન્હાસી છુટવાનો બીજો માર્ગ ન રહેવાથી, તથા બીજે કોઇ પણ સ્થળે આશ્રય મળે એમ ન હોવાથી, તેમાંના ઘણા સમુદ્રમાં કુદી પડ્યા, અને તરતા તરતા "વિક્ટરી" પાસે આવી લાગ્યા: અને સંગ્રામ દરમ્યાન અંગ્રેજોએ ખરેખાત તેમને ઉપર ચડવામાં મદદ આપી હતી. સ્પેનીઅર્ડોએ પોતાના મિત્રો કરતાં ઓછી ચંચળતાથી યુદ્ધની શરૂઆત કરી હતી, પરન્તુ વધારે અડગતાથી તેમણે યુદ્ધ ચાલુ રાખ્યું. "આર્ગોનોટા" અને "બહામાં" દરેક પર આશરે ચારસોની ખુવારી થઇ ત્યાં સુધી તેમનો બચાવ કરવામાં આવ્યો હતો; "સાન જુઆન નેપોમ્યુસેનો" એ ત્રણસો પચાશની ખુવારી ભોગવી હતી. સમુદ્રો પર ફ્રાન્સની વિરૂદ્ધ બ્રિટિશ દીમતના ચઢીઆતાપણાની સાબીતીઓ વારંવાર મળી હતી, છતા આ નિર્ણયાત્મક સંગ્રામમાં તો તે અપ્રતિમ હતી. પાંચ બ્રિટિશ વહાણો પાંચ ફ્રેન્ચ વહાણો સામે તોપોનાં મોરં મોરાં અડાડીને સંગ્રામમાં જોડાયાં હતાં, પાછળમાં નીચેના તુતકમાં બાકાં નીચાં નીચાં નમાવીને ફ્રેન્ચોએ પોતાની તોપોનો ત્યાગ કર્યો હતો, ત્યારે બ્રિટિશોએ વિજય નક્કી થયો ત્યાં સુધી નિશ્ચયપૂર્વક ગોળા જવા અને ફેંકવાનું ચાલુ રાખ્યું હતુ.

નેલ્સનને પોતાના જીવનની સમાપ્તિ પહેલાં સંપૂર્ણ વિજય જોવાની આતુરતા હતી. તે સંતોષ, તે આનંદ, તે વિજય તેને પ્રાપ્ત થયો. જીવતાં જીવતાં તેને ખબર મળી હતી કે, નિર્ણયાત્મક વિજય મળ્યો છે; અને નાસી જતા દુસ્મનો તરફ ફેંકવામાં આવેલી છેલ્લી તોપો તેના મૃત્યુ પહેલાં એક બે મિનિટે સંભળાઇ હતી. આ પ્રમાણે નાસી જતાં વહાણો દુસ્મનની હરોલના ચાર વહાણો હતાં, અને તે સઘળાં ફ્રેન્ચ હતાં. તેમણે લડાઇમાં ભાગ લીધો ન અને હવે સહીસલામતી માટે નાસી જતાં જતાં, તેમણે "વિક્ટરી" અને "રોયલ સોવરેન" પર ગોળા ફેંક્યા; એટલું જ નહિ, પરન્તુ

ડાયલાં સ્પેનીશ વહાણો પર પણ એકસપાટા ગોળાનો વર્ષાદ
ઝબર તેમ તાકી વર્ષાવ્યો હતો. પોતાના જે મિત્રોને માટે સ્પેની-
ડૌને કેટલું દુઃખ થયું હશે તેની કલ્પના જ થઈ શકશે. એથી
નીઅર્ડોને એટલો બધો ગુસ્સો ચઢ્યો હતો કે, અશક્ત બનેલાં
કડાયલાં વહાણોને પાછાં મેળવવાની આશામાં સંગ્રામ પછી એ
વસે કેદીઝમાં નાસી ગયેલાં વહાણોમાંનાં સાત બહાર આવ્યા,
ારે "આર્ગોનોટા" માંના સઘળા કેદીઓએ એક સાથે ફ્રેન્ચ
હાણો સામે પોતાને તોપો ચલાવા દેવાની પરવાનગી પકડાયલાં
હાણોની વ્યવસ્થા કરનાર બ્રિટિશ અધિકારી પાસે માંગી. તેમણે
હ્યું કે, જો કોઇ સ્પેનીશ વહાણ આવી ચઢશે તો અમે ચુપચુપ
સાલ્યા જઇશું; પરન્તુ ફ્રેન્ચોને હાથે અમારે જે ભોગવવું પડ્યું છે
ાથી તેમની સામે ઝઝુમવાની પરવાનગી અમને મળવી જોઇએ
અને તેઓ એટલા બધા ગંભીર હતા તેમ જ સ્પેનીશ પ્રમાણિકતા પર
એટલો બધો સંપૂર્ણ વિશ્વાસ રાખી શકાતો કે, તેમની વિનતિ
સ્વીકારવામા આવી, અને નીચેના તૂતક પરની તોપો તેમને
સોંપવામા આવી.

ટ્રફાલગરના સંગ્રામમા બ્રિટિશ ખુવારીનો કુલ્લ આંકડો એક
હજાર પાચસો અને સીત્તાસી હતો. દુશ્મનોનાં વીશ વહાણો મ્હાત
થયાં હતા–પરન્તુ નેલ્સનની આજ્ઞા પ્રમાણે લંગર નાખવું શકય
ન હતું. નૈરૂત્યમાંથી પવન ફુંકાવા લાગ્યો. કેટલાંક પકડાયલાં વહાણો
ડુબ્યાં, કેટલાક કિનારે ચાલ્યા ગયા; એક કેદીઝમા નાસી ગયું;
બાકીનાઓનો નાશ કરવામા આવ્યો. ફકત ચારનો બચાવ કરવામાં
આવ્યો હતો; અને તે પણ મહાભારત પરિશ્રમથી ઘવાયલા સ્પેની-
અર્ડોને કિનારે મોકલવામા આવ્યા. તેમને માટે એવી ખાત્રી આપ-
વામાં આવી હતી કે જ્યાં સુધી નિયમિત રીતે અદલોબદલો ન
થાય ત્યાં સુધી તેમણે નોકરી કરવી નહિ, અને સ્પેનીઅર્ડોએ

ઉદારતાપૂર્વક ઘવાયલા બ્રિટિશો માટે પોતાના દવાખાના આપ્યાં અને તેમની કાળજીપૂર્વક સારવાર કરવામાં આવશે એવી ખાત્રી આપવામાં આવી. સંગ્રામ પછી તોફાને ચઢેલાં કેટલાંક પકડાયલાં વહાણોને કિનારે હાંકી કાઢ્યાં, ત્યારે તેમણે કહ્યું કે, એ રીતે જે અંગ્રેજો તેમના હાથમાં આવી પડ્યા હતા, તેમને લડાઇના કેદીઓ ગણવા જોઇએ નહિ; અને સ્પેનીશ નૌકાસેનાપતિ આલ્વાવાએલા ઘાથી મરણ પામ્યા વિલ્લેન્યુવને ઇંગ્લાંડ મોકલવામાં આવ્યો, અને ફ્રાન્સ પાછા જવાની તેને પરવાનગી આપવામાં આવી. ફ્રેન્ચ સરકાર કહે છે કે, દરિયાઇ ગુન્હાની તપાસ કરનારી અદાલતનાં પરિણામોનો ભય લાગવાથી પેરીસ જતા તેણે રસ્તામાં જ પોતાનો નાશ કર્યો; પરન્તુ માનવાને દરેક કારણ છે કે, જે જુલ્મીએ ટ્રફાલગરના યુદ્ધમાં પરાજય કદાપિ કબૂલ કર્યો ન હતો, તેણે પોતાની ખૂની નીતિના અનેક શિકારોમાં વિલ્લેન્યુંવનો ઉમેરો કર્યો હતો.

ઉમેરવાની ભાગ્યે જ જરૂર રહે છે કે એક કૃતજ્ઞ દેશ, જેટલાં માન આપી શકે તેટલાં માન નેલ્સનના સ્મરણમાં આપવામાં આવ્યા હતાં. તેના ભાઇને "અર્લ" ( ઉમરાવ ) બનાવવામાં આવ્યો હતો, અને ૬,૦૦૦ પાઉંડનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું હતું. તેની દરેક બ્હેનને ૧૦૦૦૦ પાઉંડ આપવામાં આવ્યા હતા; અને એક જાગીરની ખરીદી માટે ૧૦૦૦૦૦ પાંઉડ અપાયા હતા. જાહેર રીતે ભૂમિદાહ કરવામાં આવ્યો. અને જાહેર સ્મારકસ્તંભ ઉભો કરવામાં આવ્યો. વળી ઇંગ્લાંડનાં ઘણાં ખરાં મુખ્ય શહેરોએ બાવલા તથા સ્મારકસ્તંભો ઉભાં કર્યાં હતાં તેને સીસાની શબ–પેટીમાં આણવામાં આવ્યો હતો. તે શબ–પેટીના કટકા કરવામાં આવ્યા, અને સ્મરણચિન્હ તરીકે સાચવી રાખવામાં આવ્યા હતા. અને તેના ભૂમિદાહ સમયે, તેનો વાવટો કબરમા ઉતારવાનો હતો તે વેળા એ સ્કારમા મદદ કરતા નાવિકોએ એક મનથી તેના ટુકડા કરી.

નાખ્યા, જેથી કરીને દરેક જણુ પોતાની જીંદગી સુધી સ્મરણચિન્હ તરીકે અકેકેક ટુકડો રાખે.

નેલ્સનના મૃત્યુમાં જાહેર આપત્તિ કરતાં પણ વધારે લાગણી ઇંગ્લાંડમાં થઇ. એ સમાચાર સાંભળીને પુરૂષો ચમકતા, અને જાણે કે, પ્રિયમિત્રની ખુવારી સાંભળી હોય તેમ ફીક્કા થઇ જતા. બ્રિટિશોની પ્રશંસા અને પ્રીતિ, ગર્વ અને આશાઓનું પાત્ર એકદમ તેમની પાસેથી છીનવી લેવામા આવ્યું હતું; અને તે સમય સુધી બ્રિટિશો તેને કેટલા બધા ચાહતા હતા અને માન આપતા હતા, તે અત્યાર સુધી અંધારામાં હતું એમ માલૂમ પડ્યું. આ શૂરવીર નૌકાસૈનિકના મૃત્યુથી દેશને કેટલું ગંભીર નુકસાન ગયું હતું. તેનો શોકમાં હીસાબ જ ગણાતો ન હતો. તેણે પોતાનો ભાગ એટલી ઉત્તમતા અને સંપૂર્ણતાથી બજાવ્યો હતો. કે, ટ્રફાલ્ગરના સંગ્રામ પછી સમુદ્ર વિગ્રહનો અંત આવેલો માનવામાં આવતો હતો. દુસ્મનના કાફલા હરાવવામાં આવ્યા હતા, એટલું જ નહિ પરન્તુ નાશ કરવામાં આવ્યા હતા. બ્રિટનના કિનારા પર હુમલો આણવાની શકયતાનો વિચાર કરવામાં આવે તે પહેલાં હવે તેમને નવા નૌકાસૈન્યો બાંધવાં પડે અને નવા નાવિકો ઉછેરવા પડે તેથી બ્રિટનોને ગયેલા નુકસાનના સ્વાર્થમય વિચારોથી તેમને શોક થતો ન હતો. સામાન્ય શોક વધારે ઉચ્ચ પ્રતિનો હતો. જેને રાજા, પ્રજા સર્વ માન આપવાને એકસરખો આનંદ પામત તેને હવે ફક્ત પ્રેતક્રિયા, જાહેરસ્મારકો અને મૃત્યુ પછીની બક્ષિસો જ ફક્ત આપી શકાય છે, એ કારણથી ઇંગ્લાંડના લોકો ખિન્ન થતા હતા. આનંદનાં સામાન્યચિન્હો સહિત, ટ્રફાલગરના વિજયનો ઉત્સવ કરવામાં આવ્યો; પરન્તુ તેમાં આનંદ ન હતો; કેમકે નેલ્સનની ઉત્તમ પ્રતિભાથી બ્રિટિશ કાફલાએ એટલી બધી ઉજ્જવલ ખ્યાતિ પ્રાપ્ત કરી હતી કે, સમુદ્રો પર ગમે તેવી અપ્રતિમ ફતેહ મેળવવામાં આવે તો પણ તેનાથી

ભાગ્યે જ તેમાં કાંઇ ઉમેરો થયો ગણાત. અને ફ્રાન્સના મહાન કાફલાના વિનાશથી તેની સમુદ્રપરની સઘળી આશાઓના કીલ્લા તુટી પડ્યા હતા. તેથી બ્રિટનોના બળ કે સહીસલામતીમાં ભાગ્યે જ કાંઇક વધારો થયો હતો. કેમકે નેલ્સન જીવતો હતો, ત્યારે પણ તેમનું બળ અને સહીસલામતી તેટલાં જ હતાં.

નેલ્સનનું શરીર ખુલ્લું કરતાં. તેના દેખાવ પરથી માનવાને કારણ હતું કે, પોતાના પિતાની જેમ તે પણ પુખ્ત વૃદ્ધાવસ્થાએ પહોંચી શકયો હોત. પરન્તુ તેના કાર્યની પૂર્ણાહુતિ થયલી હોવાથી તેનું અકાળમૃત્યુ થયું એમ કહી શકાશે નહિ; અને આટલાં બધા માન-પાન અને આવી સરસ ખ્યાતિ મેળવ્યા પછી તે મૃત્યુ પામ્યો માટે તેનો શોક પણ ન કરવો જોઇએ. વિજયની ઘડીએ વીરપુરૂષનું મૃત્યુ અતિશય જ્વલંત લેખાય; અને નેલ્સનના મૃત્યુના ગૌરવમાં દિવ્ય પ્રકાશથી પણ ભાગ્યે જ વધારો થાય. પોતાનું ઉજ્જવલ નામ અને સુંદર ઉદાહરણ તે આપણે માટે મૂકી ગયો છે; અને અત્યારે તેથી ઇંગ્લાંડના તેમ જ અન્ય દેશોના સદ્યાવધિ યુવકો, તેમાથી સ્ફુર્તિ અને પ્રેરણા પ્રાપ્ત કરી, પોતાનાં જીવન યશસ્વી બનાવવાને યત્નશીલ થાય છે. આ પ્રમાણે મહાન વીર પુરૂષોના આત્મા તેમની પછી પણ જીવંત રહે છે અને કાર્ય કરે છે. સત્યં જ કહ્યું છે કે:

"Lives of great men, all remind us
We can make our lives sublime;
And departing leave behind us
Footprints on the sands of time."

# પરિશિષ્ટ.

## ખાસ શબ્દોના અર્થ.

Admiral ( એડ્મીરલ ) નૌકાસેનાપતિ.
Captain ( કેપ્ટન ) કપ્તાન, ટંડેલ, નાખુદા.
Commander ( કમાન્ડર ) કપ્તાન-ટંડેલથી ઉતરતા દરજ્જાનો અમલદાર.
Commodore ( કોમોડોર ) એ કે વધારે વહાણો એક સાથે સફર કરવા નીકળ્યાં હોય ત્યારે વધારે જુના કપ્તાનને આપવામાં આવતો દરજ્જો.
Lieutenant ( લેફટેનન્ટ ) કપ્તાનના હાથ નીચેનો અધિકારી.
Rear-admiral ( રીઅર-એડ્મીરલ ) ત્રીજા દરજ્જાનો નૌકાસેનાપતિ.
Admiralty ( ઍડ્મિરલ્ટી ) નૌકાસેનાનું ખાતું.
Court-martial ( કોર્ટ માર્શલ ) દરિયાઈ ગુન્હાની તપાસ માટેની અદાલત.
Battle-of-line-ship-(બેટલ-ઑફ-લાઇન-શીપ) મોટું લડાયક વહાણ-આરમાર.
Barge ( બાર્જ ) ક્રીડાનૌકા.
Bomb-ship ( બોમ્બ-શીપ ) બોમ્બ ફેંકવાનું વહાણ.
Cartel ( કર્ટેલ ) કેદીઓની અદલાબદલી કરવાને નીમવામાં આવેલું વહાણ.
Carvette ( કાર્વેટ ) " ફ્રિગેટ " થી ઉતરતું લડાયક વહાણ.
Cruiser ( ક્રુઝર ) સમુદ્ર પર્યટન કરનાર વહાણ.
Cutter ( કટર ) મછવો.
Fire-ship ( ફાયરશીપ ) દુશ્મનોનાં વહાણને આગ લગાડનારૂં વહાણ.

Frigate (ફ્રીગેટ) મોટા લડાયક વહાણ કરતાં નાનું વહાણ—સામાન્ય રીતે બે તુતકવાળું.

Gally (ગૅલી) નીચી, ચપટી બાંધેલી હોડી.

Gun-boat (ગન-બોટ) એક અથવા વધારે તોપોવાળી નાની હોડી.

Launch (લૉન્ચ) લડાઇના વહાણના તાબાની મોટા કદની હોડી.

Lugger (લગર) ત્રણ ડોલવાળું એક જાતનું નાનું વહાણ.

Sloop (સ્લૂપ) એક સઢવાળું વહાણ.

Transport (ટ્રાન્સપોર્ટ) સિપાઇઓ, દારૂગોળો વગેરે લઇ જવાનું વહાણ.

Adrift (એડ્રીફ્ટ) વસડાતું.

Bring to (બ્રિંગ ટુ) લંગર નાખીને કે સઢને આડા ઉતારીને વહાણની ગતિ અટકાવવી.

Hove to (વહાણના આગલા ભાગને પવન તરફ લાવીને તેની ગતિ બંધ કરવી.

Take (ટેક) સુકાન તથા સઢો વગેરે ફેરવી વહાણનો માર્ગ બદલવો—એહેરીઆં કરવાં, મારવાં.

Gangway-(ગૅંગવે) વહાણના તુતક ઉપર ચાલવાનો બાજુનો રસ્તો.

Larboard (લારબોર્ડ) વહાણનું ડાબુ પડખું.

Quarter (ક્વૉર્ટર) કઠુસો, વહાણનો પાછલો ભાગ.

Quarter-deck (ક્વૉર્ટર-ડેક) વહાણના કઠુસા તરફનું તુતક.

Starboard (સ્ટારબોર્ડ) વહાણની જમણી બાજુ.

Bastion (બેસ્ચન) કરાડ, માટીનો ટેકરો.

Carble (કેર્બલ) લંગરદોર, ૭૨૦ ફીટ.

Garrison (ગેરીસન) દુર્ગસૈન્ય, કિલ્લામાં રક્ષણને માટે મૂકેલી ફોજ.

Plenipotentiaries (પ્લેનીપોટેન્સ્યરીઝ) કુલ મુખત્યાર, એલચીઓ.

# શ્રી સયાજી સાહિત્યમાળા

| છપાએલાં પુસ્તકો. | કિંમત. | |
|---|---|---|
| ૧. વિજ્ઞાન-ગુચ્છ:— | કાચી | પાકી. |
| ૨. ભૂપૃષ્ઠવિચાર (બીજી આવૃત્તિ) | | ૦-૧૨-૦ |
| ૧૧. દેહધર્મવિદ્યાનાં તત્ત્વો. | ૦-૧૪-૦ | ૧- ૦-૦ |
| ૧૨. વિજ્ઞાનપ્રવેશિકા. | ૦-૧૦-૦ | ૦-૧૧-૦ |
| ૧૩. જીંદગીનો વીમો. (બીજી આવૃત્તિ) | | ૦-૧૪-૦ |
| ૧૭. ઉદ્‌ભિજ્જવિદ્યાનું રેખાદર્શન | | ૧- ૦-૦ |
| ૧૮. કરોળીઆ ( સચિત્ર. ). | ૦-૧૩-૦ | ૦-૧૪-૦ |
| ૨૨. પ્રાણીવિદ્યાનું રેખાદર્શન (સચિત્ર). | ૦-૧૪-૦ | ૧- ૦-૦ |
| ૨૫. મનુષ્યવિદ્યાનાં તત્ત્વો. | ૦-૧૪-૦ | ૧- ૦-૦ |
| ૩૫. જીવવિદ્યા ( સચિત્ર ). | ૦-૧૪-૦ | ૧- ૦-૦ |
| ૩૮. તુલનાત્મક ભાષાશાસ્ત્ર. | ૧- ૨-૦ | ૧- ૪-૦ |
| ૪૬. રાજનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ. | | ૧- ૪-૦ |
| ૪૭. સમાજશાસ્ત્રપ્રવેશિકા. | | ૦-૧૪-૦ |
| ૪૮. બાળઉછેર. | | ૧- ૮-૦ |
| ૫૦. બાળસ્વભાવ અને બાળઉછેર. | | ૧- ૮-૦ |
| ૫૧. શરીરયંત્રનું રેખાદર્શન ( સચિત્ર ). | | ૧- ૪-૦ |
| ૬૩. વિદ્યુત્ ( સચિત્ર ) | | ૧- ૪-૦ |
| ૬૪. સુપ્રજનશાસ્ત્ર. | | ૦-૧૩-૦ |
| ૬૭. પ્રાણીસૃષ્ટિ ( સચિત્ર ) | | ૧- ૮-૦ |
| ૭૦. રસાયનપ્રવેશિકા ( સચિત્ર ). | | ૧- ૩-૦ |
| ૭૫. વડોદરાનું અર્થશાસ્ત્ર. | | ૦-૧૨-૦ |
| ૮૧. સત્યમીમાંસા. | | ૧- ૧-૦ |
| ૮૪. सनईवादेन पाठमाला पु. ३. ( मराठी ) | | ૧- ૭-૦ |
| ૮૫. सदर सदर पु. ४. ( मराठी ) | | ૦-૧૨-૦ |
| ૮૬. अवताररहस्य ( हिन्दी ) | | ૦-૧૪-૦ |
| ૮૮. सजीव सृष्टीची उत्क्रांति ( मराठी ) ( सचित्र ) | | ૨-૧૧-૦ |
| ૯૧. धार्मिक प्रदीप (प्रथम भाग) (मराठी) (सचित्र) | | ૨- ૬-૦ |

| | કાચી | પાકી. |
|---|---|---|
| ૭૪. मीरांबाई ( मराठी ) | | ૦–૧૫–૦ |
| ૭૭. ચક્રવર્તી અશોક. | | ૦–૧૪–૦ |
| ૭૮. समुद्रगुप्त ( हिन्दी ) ( सचित्र ). | | ૦–૧૨–૦ |
| ૯૮. अप्रसिद्ध ऐतिहासिक चरित्रें ( मराठी ) | | ૧– ૦–૦ |
| ૧૦૪. શેક્સપિયર. | | ૦–૧૧–૦ |
| ૧૦૭. અકબર (સચિત્ર) (બીજી આવૃત્તિ) | | ૦–૧૪–૦ |
| ૧૨૭. पंडित जगन्नाथराय चरित्र आणि संगीत गंगालहरी (मराठी) | | ૧– ૦–૦ |
| ૧૩૩. પ્રેમાનંદકૃત વલ્લભ | | ૧– ૦–૦ |
| **૩. ઇતિહાસ-ગુચ્છ:—** | | |
| ૧. संस्कृत वाङ्मयाचा इतिहास. ( मराठी ) | | ૨– ૮–૦ |
| ૫. જગતનો વાર્તારૂપ ઇતિહાસ, ભાગ ૧લો. (બીજી આવૃત્તિ) | | ૩–૦–૦ |
| ૧૫. બ્રિટિશ રાષ્ટ્રીય સંસ્થાઓ. | ૦–૧૨–૦ | ૦–૧૪–૦ |
| ૨૪. પૅલેસ્ટાઇનની સંસ્કૃતિ. | ૦–૧૧–૦ | ૦–૧૨–૦ |
| ૨૬ જગતનો વાર્તારૂપ ઇતિહાસ, ભાગ ૨જો. (બીજી આવૃત્તિ) | | ૩– ૦–૦ |
| ૩૧ પાર્લામેન્ટ. | ૧–૨–૦ | ૧– ૪–૦ |
| ૩૪ ઇતિહાસનું પ્રભાત. | ૧–૨–૦ | ૧– ૪–૦ |
| ૪૩. નવીન જાપાનની ઉત્ક્રાંતિ. | | ૧– ૦–૦ |
| ૫૫. ચીનની સંસ્કૃતિ. | | ૧– ૦–૦ |
| ૫૬. નેપોલીઅન બોનાપાર્ટ, ભાગ પહેલો | | ૨–૧૨–૦ |
| ૫૭ નેપોલીઅન બોનાપાર્ટ, ભાગ બીજો | | ૨–૧૦–૦ |
| ૫૮ નેપોલીઅન બોનાપાર્ટ, ભાગ ત્રીજો | | ૨–૧૨–૦ |
| ૫૯ નેપોલીઅન બોનાપાર્ટ, ભાગ ચોથો | | ૩– ૦–૦ |
| ૬૦ ઉન્નતિવિચાર (પૂર્વાર્ધ). | | ૧–૧૦–૦ |
| ૬૧. પ્રાચીન હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વારાજ્ય | | ૧– ૧–૦ |
| ૬૫. हिंदुस्थानचा अर्वाचीन इतिहास—मराठी रियासत ( मध्यविभाग ) भा. १ ( मराठी ) (द्वितीयावृत्ति) | | ૨–૧૨–૦ |
| ૬૬. सदर भा. २ " | | ૨–૧૨–૦ |
| ૬૮ सदर भा. ३ " | | ૨– ૪–૦ |
| ૬૯ હિંદુસ્તાનની સંસ્કૃતિ | | ૧–૧૨–૦ |
| ૮૨ રોમનો ઇતિહાસ | | ૧– ૦–૦ |

| | કાચી. | પાકી. |
|---|---|---|
| ૯૩ पार्लमेंट. ( मराठी ) | | ૧- ૮-૦ |
| ૯૦ मराठ्यांच्या प्रसिद्ध लढाया ( मराठी ) | | ૩- ૦-૦ |
| ૧૦૧ અશોકના શિલાલેખો. | | ૧- ૬-૦ |
| ૧૦૩ હિંદુસ્તાનના લોકો અને પ્રશ્નો. | | ૧- ૦-૦ |
| ૧૦૮ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ. | | ૦- ૯-૦ |
| ૧૦૯ વડોદરા રાજ્યનો ઇતિહાસ. | | ૧-૧૦-૦ |
| ૧૧૧ ઇટાલીનું જીવનપ્રભાત. | | ૧- ૨-૦ |
| ૧૧૫ ઇંગ્લાંડ અને હિંદુસ્તાન. | | ૦-૧૫-૦ |
| ૧૨૧ હિંદુસ્તાનના લોકો. | | ૦-૧૧-૦ |
| ૧૨૩ हिंदुस्थानच्या इतिहासांतील गोष्टी ( मराठी ) | | ૦-૧૩-૦ |
| ૧૨૬. મરાઠી રિયાસત, મધ્ય વિભાગ, ભાગ પહેલો | | ૨- ૧-૦ |
| ૧૨૮. चीन देशांतील सुधारणा (मराठी) | | ૧- ૪-૦ |
| **૪ વાર્તા-ગુચ્છ:—** | | |
| ૩ અંગ્રેજ બાલજીવન—આપણા લઘુબન્ધુ અંગ્રેજ (બી.આ.) | | ૦-૧૫-૦ |
| ૪ અલકાનો અદ્ભુત પ્રવાસ (સચિત્ર—બીજી આવૃત્તિ) | | ૧- ૪-૦ |
| ૧૬ વીર પુરુષો. | | ૦-૧૨-૦ |
| ૧૦૫ જાતિસ્વભાવશતક ( પૂર્વાર્ધ ) | | ૦-૧૫-૦ |
| ૧૦૬ જાતિસ્વભાવશતક (ઉત્તરાર્ધ) | | ૦-૧૩-૦ |
| ૧૧૩ सुबोधकथामाला ( मराठी ) | | ૦-૧૫-૦ |
| **૫ ધર્મ-ગુચ્છ:—** | | |
| ૬ હિન્દુસ્તાનના દેવો (સચિત્ર). | | ૪- ૦-૦ |
| ૨૩ दीघनिकाय भाग १ ला ( मराठी ). | | ૧- ૮-૦ |
| ૩૨ તુલનાત્મક ધર્મવિચાર | ૦-૧૨-૦ | ૦-૧૪-૦ |
| ૩૬ ધર્મનાં મૂળતત્ત્વો | ૦-૯-૦ | ૦-૧૦-૦ |
| ૪૨ વિવિધ ધર્મોનું રેખાદર્શન | | ૦-૧૨-૦ |
| ૪૪ ઉત્તર યુરોપની પુરાણકથા | ૦-૧૨-૦ | ૦-૧૪-૦ |
| ૯૦ तुलनात्मक धर्मविचार. ( हिन्दी ). | | ૧- ૦-૦ |
| ૧૧૮ સિદ્ધાંતદર્શન | | ૧-૧૦-૦ |
| ૧૩૨ શ્રીમદ્ ભગવદ્ગીતા (શંકરાનંદી ટીકા સહિત), ભાગ પહેલો | | ૩- ૪-૦ |
| ૧૩૫ રુદ્રી અષ્ટાધ્યાયી | | ૧- ૮-૦ |

| | કાચી | પાકી |
|---|---|---|
| **૬. નીતિ-ગુચ્છઃ—** | | |
| ૫ આબાંપનો બે બોલ (ત્રીજી આવૃત્તિ) | | ૦-૬-૦ |
| ૭ નીતિશાસ્ત્ર. | | ૦-૧૪-૦ |
| ૨૭ નીતિવિવેચન ( બીજી આવૃત્તિ ) | ૧-૦-૦ | ૧-૨-૦ |
| ૨૯ ક્રૉએટના ઉપદેશ ( બીજી આવૃત્તિ ) | | ૦-૧૫-૦ |
| ૩૭ નૈતિક જીવન તથા નૈતિક ઉત્કર્ષ. | ૦-૧૪-૦ | ૧-૦-૦ |
| ૭૧ ઉદાસીપંથનાં નીતિવચનો. | | ૦-૧૦-૦ |
| ૭૬. नीतिविवेचन ( हिन्दी ) | | ૧-૭-૦ |
| **૭ શિક્ષણ-ગુચ્છઃ—** | | |
| १०. बालोद्यानपद्धतीचें गृहशिक्षण (सचित्र) (मराठी) | ०-८-० | ०-१०-० |
| ૨૮ બાળોદ્યાનપદ્ધતિનું ગૃહશિક્ષણ (સચિત્ર). | ૦-૧૨-૦ | ૦-૧૪-૦ |
| ૫૨ શાળા અને શિક્ષણપદ્ધતિ. | | ૦-૧૫-૦ |
| ૮૪ પ્રાચીન હિંદમાની કેળવણી. | | ૦-૧૩-૦ |
| ११९. मुक्या मुलांचें गृहशिक्षण ( मराठी ) | | ०-१४-० |
| **૮ પ્રકીર્ણ-ગુચ્છઃ—** | | |
| १५. सुधारणा आणि प्रगति (द्वितीयावृत्ति) (मराठी) | | ३-०-० |
| ३१. शिस्त (मराठी) | | १-०-० |
| ३५. हिंदुस्तानचा लष्करी इतिहास व दोस्तराष्ट्रांच्या फौजा (मराठी) | | २-८-० |
| ૫૪ સંસ્કૃતિ અને પ્રગતિ. | | ૨-૮-૦ |
| ७३. जबाबदार राज्यपद्धति (मराठी) | | ०-१३-६ |
| ७९. इंग्रजी शिष्टाचार (मराठी) | | ०-१४-० |
| ८७. नागरिकांची कर्तव्यें (मराठी) | | ०-१४-० |
| ૮૩ હિન્દુસ્તાનમાં ક્ષયરોગ. | | ૧-૦-૦ |
| ९४. बडोद्याचें मराठी साहित्य (मराठी) | | ०-११-० |
| ૧૧૦ લંડનનિવાસીની કેળવણી. | | ૦-૯-૦ |
| १२०. कादंबरीची गोष्ट ( मराठी ) | | ०-१४-० |
| ૧૨૫. ગુજરાતીની ચાવી | | ૨-૦-૦ |

# શ્રી સસ્તાજી બાળજ્ઞાનમાળા.

છપાએલાં પુસ્તકો:— કિં